✤ પ્રકાશન નં. ૧૨૬ ✤

# જન્નતી તોહફો

અરબ લેખક :

**કુતુબુલ ઈસ્લામ હઝરત અલ્લામહ સય્યિદ અફીફુદ્દીન અલ હદ્દાદ (રહ.)**



ભાષાંતરકાર :

**(મવ.) યાકૂબ ઈખરવી (સા.)**




**પ્રકાશન વિભાગ**

**દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર**
**મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫**
**તા. જિ. ભરૂચ (ગુજરાત–ઇન્ડિયા)**

# નમ્ર અપીલ

આપણી આ દીની દર્સગાહ ''દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ''–મહમૂદનગર, મુ.પો. કંથારીઆ કવમો–મિલ્લતની અમોલી ખિદમત કરતી તા'લીમી સંસ્થા છે. મહાન બુઝુર્ગોની દર્દભરી દિલી દુઆઓનું આ નેઅમતરૂપી ફળ છે. અલ્લાહ તઆલાના વલીઓની નેક તમન્નાઓ સદા એની સાથે છે. કલામુલ્લાહ અને અહાદીસે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નૂરાની તા'લીમનો એ પ્રચાર–પ્રસાર કરે છે. સમાજમાં ઈસ્લામી તેહઝીબનો ફેલાવો કરે છે. જહાલતનો અંધકાર દૂર કરવા એ પ્રયત્નશીલ છે. માનવંત સહાબા (રદિ.) અને બુઝુર્ગાને દીનના નામૂસની હિફાઝત કરવાનો એનો નેક હેતુ છે. આવી અગ્રગણ્ય સંસ્થાને દરેક રીતે મદદ કરવી પ્રત્યેક મુસ્લિમનો ધાર્મિક, નૈતિક અને અખ્લાકી ફરજ છે. આશા છે કે, મુસ્લિમ બિરાદરો ભરપૂર સાથ–સહકાર આપશે. અન્ય ભાઈ–બહેનો દ્વારા અપાવશે. એજ વિનંતી.

**સહકારનો અભિલાષી**

**(મવ.) ઈસ્માઈલ અહમદ મનુબરી**

**(મોહતમિમ)** દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર

મુ. પો.**કંથારીઆ**–૩૯૨ ૦૧૫

પ્રકાશન નં. ૧૨૬

ઈન્નલ અબ્રા-ર લફી નઈમ.

(અલ કુર્આન)

(નિ:શંક નેક લોકો જન્નતમાં હશે.)

# જન્નતી લોકો


અરબ લેખક :

કુતુબુલ ઈસ્લામ હઝરત અલ્લામહ
સચ્યિદ અફીફુદ્દીન અલ હદ્દાદ (રહ.)





ભાષાંતરકાર :

(મવ.) યાકૂબ ઈખરવી (સા.)





પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજરાત-ઇન્ડિયા)



કિતાબનું નામ :જન્નતી તોહફો

અરબ લેખક : કુતુબુલ ઈસ્લામ હઝરત
અલ્લામહ સય્યિદ અફીફુદ્દીન
અલ હદ્દાદ (રહ.)

ભાષાંતરકાર : (મવ.) યાકૂબ ઈખરવી (સા.)

પ્રકાશન નં. : ૧૨૬
આવૃત્તિ : પાંચમી
પ્રત : ૨૦૦૦
પ્રકાશન વર્ષ : ૧૪૩૪ / ૨૦૧૩
મૂલ્ય :



PUBLICATIONDEPARTMENT:

**DARUL ULOOM BHARUCH,**
**AT. & PO. KANTHARIA-392 015**
**TA. & DIST. BHARUCH. (GUJ.-INDIA)**



## અનુક્રમણિકા

# પ્રકાશકીય

**હામિદંવ્ વ મુસલ્લિયા........**

કદમાં નાનકડી, પરંતુ અત્યંત મૂલ્યવાન કૃતિ– **"જન્નતી તોહફો"**માં શરીઅત અને તસવ્વુફની મહત્ત્વંત, માહિતીપ્રદ, સત્ત્વશીલ અને વૈવિધ્યપૂર્ણ બાબતોનું સુંદર નિરૂપણ કરાયું છે.

મુહતરમ **હઝરત મવલાના યાકૂબ સા. ઈખરવી (મ.ઝિ.)**એ આવી ફૈઝદાયી અને ઉપયોગી કિતાબને ગુજરાતી અક્ષરદેહ આપીને ગુર્જર મુસ્લિમ સમાજ પર ભારે ઉપકાર કર્યો છે. ગુજરાતી ઈસ્લામી સાહિત્ય–ભંડારમાં આવી અઝીમુશ્શાન કૃતિનો ઉમેરો કરવા બદલ હાર્દિક આભાર અને મુબારકબાદ !

દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆનો ''પ્રકાશન વિભાગ'' મવલાના યાકૂબ સાહબના આ આદરણીય અને પરિશ્રમભર્યા પ્રયાસને કદર અને માન–આદરની નજરે જુએ છે.

વાંચકો, આ અનમોલ તોહફાનું ઉમળકાભેર અને ઉષ્માભર્યું સ્વાગત કરશે તથા એનાથી ખાતિરખ્વાહ (યથેષ્ટ) લાભ ઉઠાવશે, એવી આશા.

અલ્લાહ તબારક વ તઆલા કિતાબના ફૈઝને આમ અને તામ ફરમાવે, આમીન !

મવલાના યાકૂબ સા.ની નવોદિત અને નવલોહિયા કલમ આવું ઈમાનપ્રેરક સાહિત્ય અવતરતી રહેશે, એવી આશા રાખીએ.

''જન્નતી તોહફો''ની પાંચમી આવૃત્તિ પ્રગટ કરવા અલ્લાહ તઆલાએ અમને ભાગ્યશાળી બનાવ્યા. એ પર અમે તે પાક પરવરદિગારના અપાર એહસાનમંદ છીએ.

**–હસન ભડકોદ્રવી**

**પ્રકાશન વિભાગ,**

દારુલ ઉલૂમ–ભરૂચ
કંથારીઆ–૩૯૨ ૦૧૫



# અનુવાદકના બે બોલ



*નહ્મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.........*

**''જિસને ઉભારા ખલ્કકો તાઅતે કિરદગાર પર,**
**નક્શ ઉસીકા રેહ ગયા સફ્હએ રોઝગાર પર.''**

આ કિતાબ ઈસ્લામી ફિકહ–કાયદાશાસ્ત્ર અને તસવ્વુફ–સૂફીવાદ તથા અખ્લાકી–નૈતિક મૂલ્યોના જરૂરી અને અતિ મહત્ત્વના વિષયો પર એક જામિઅ–સર્વગ્રાહી કૃતિ છે.

મૂળ કિતાબ **''અલ જઝુલુલ મુખ્તાર''**ની ભાષા અરબી હતી, જેના લેખક **કુતુબુલ ઈસ્લામ હઝરત અલ્લામહ સય્યિદ અફીફુદ્દીન અલ હદ્દાદ (રહ.)** છે. કિતાબ ખૂબ જ ઉપયોગી અને લોકપ્રિય હોવાથી આજથી ૭૧

વર્ષ પૂર્વે સન ૧૩૪૩ હિજરીમાં એનો પ્રથમ ઉર્દૂ અનુવાદ **મવ. હકીમ મિરઝા અહમદ કાદરી સાહેબે** કરેલો અને સન ૧૩૯૯ હિજરીમાં બીજો ઉર્દૂ અનુવાદ અનેક ખૂબ જ ઉપયોગી સુધારા–વધારા સાથે વર્તમાન–કાળની ઉર્દૂ લેખનશૈલીમાં થયો, જેના **અનુવાદક જાણીતા આલિમ હઝરત મવલાના અખ્લાક હુસૈન કાસિમી સાહબ** છે.

એ અનુવાદ 'તોહફતુલ અબ્રાર'ના નામથી મુંબઈના એક મુખ્લિસ તરફથી ચાર હજારની સંખ્યામાં છપાવી ફ્રી વહેંચવામાં આવ્યો અને ઈસ્લામી જગતની મહાન ઈલ્મી શખ્સિયત–વિભૂતિ **હકીમુલ ઈસ્લામ હઝરત મવ. કારી મુહમ્મદ તય્યિબ સા. (રહ.)**એ એના પર તકરીઝ–પસંદગીની નોંધ લખી.

ઉપરોક્ત કિતાબનો ગુજરાતી અનુવાદ આ નાચીઝ (યાકૂબ ઈખરવી)એ સન ૧૪૦૩ હિ. મુતાબિક ૧૯૮૩ ઈસવીમાં કર્યો, નાચીઝે લફઝી– શાબ્દિક ભાષાંતરને બદલે મુહાવરી–લોકભોગ્ય ભાષાનો ખ્યાલ અને એહતિમામ–પ્રબંધ રાખી, **''જન્નતી તોહફો''** નામ પસંદ કર્યું છે. મુખપૃષ્ઠ પરની આયત પણ નાચીઝે મૂકી છે.

અંતમાં અલ્લાહ રબ્બુલ આલમીનની પાક બારગાહમાં મુજ ગુનેહગારની દુઆ અને આરઝૂ છે કે તે

પાક ઝાત મારા આ નમ્ર પ્રયાસને શર્ફે કબૂલિય્યતથી નવાઝી, વાંચક બિરાદરીને એનાથી ફાયદો પહોંચાડે. મારી કોતાહીઓને દરગુઝર ફરમાવી, આ અલ્પ ખિદમતને મારી, મારા મર્હૂમીન સંબંધીઓ અને સહાયકોની મગફિરતનું સાધન બનાવે..... આમીન !

હે તે આલી ઝાત ! જે સય્યિઆત–બુરાઈઓને હસનાત–નેકીઓથી બદલે છે, આ સૂરતે હસનહને હકીકતે હસનહથી બદલી આપ, આમીન ! બિજાહિન્નબિય્યીલ અમીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ).

**તારી રહમતનો અભિલાષી,**

**(મવ.) યાકૂબ અ. હક ઈખરવી (સા.)**

ગુફિર લહૂ

તા. ૨૯–૦૧–૧૪૦૬ હિ. મુતાબિક
૧૫–૧૦–૮૫ ઈસવી



ખ્યાતનામ ઈસ્લામી વિદ્વાન તથા પ્રથમ પંક્તિના લેખક જનાબ ઈબ્રાહીમ 'અનવર' સા. ના

# બે બોલ



અહીં બે બોલ લખતાં મને ક્ષોભ થાય છે કે ઉલમાએ કિરામની આવી વિલક્ષણ કૃતિ વિશે લખવાનો હું અધિકારી નથી. વળી–

**દામાને નિગાહ તંગ, ગુલે હુસ્ને તૂ બિસ્યાર.....!**

મારા જેવા ટાંચી નજર ને ટાંચા ઈલ્મવાળાને આવી હિંમત ક્યાં !

હઝરત મવલાના યાકૂબ સાહેબ (મદ.) સાથે ઈલ્મધામ સિતપોણ મુકામે મુલાકાત થઈ ને કંઈક લખવા



આપે આજ્ઞા કરી. આજ્ઞાને વશ થવું રહયું. હઝરત મવલાના સાહેબ સાથે સાહિત્યક્ષેત્રને લઈ વર્ષોથી સ્નેહસંબંધથી જકડાયેલો રહયો છું આથી–

**નાલહ અઝ બેહરે રહાઈ ન કુનદ મુર્ગે અસીર !**

આ તોહફો જન્નતી છે. કદાચ એટલા માટે કે એ જન્નતવાળાઓ માટે છે. જન્નતમાં જવાની ખેવના રાખનાર નાનાં–મોટાં સૌમાં એ અજબ એવી કર્મનિષ્ઠા જન્માવે છે. એની પરિપાટી મનોવૈજ્ઞાનિક ઢાળે ઢાળેલી પામું, દાખલા તરીકે 'દિલની હુઝૂરી કે એકાગ્રતા'ના પ્રકરણમાં નફસ કે મનની માંદગીના નિવારણ માટે ક્રમવાર જે અસરકારક નુસખા દર્શાવ્યા છે તે, વાંચકમાં અલ્લાહની ઈબાદતો માટે સુંદર મનોભૂમિકા તૈયાર કરી શકે છે.

પુસ્તક પ્રમાણમાં નાનું લાગે, પણ એનું પ્રેરણાફલક ખૂબ જ વિશાળ છે. એટલું કે એ પર અમલ કરનાર અલ્લાહની જન્નતને દ્વારે પહોંચે એવી ઉમ્મીદ જન્માવે ને નજીક પહોંચેલા મુકર્રબીન માટે તો કેવો ઉમદા વાયદો છે !–

**ફ રવ્હુંવ્ વ રયહાનુંવ્ વ જન્નતુ નઈમ !**

આ ત્રણ ખુશખબર જીવનનાં ત્રણ પાસાં : સાચા અકીદા, કલિમએ તિય્યબહ અને નેક અમલો સાથે



સંકલિત છે, ને હૃદય, જીભ તથા બાહ્ય અવયવોનાં સલામત વલણોનાં દ્યોતક, આ કૃતિ આપણામાં એવાં વલણો જન્માવવામાં મજબૂત ફાળો આપશે. કુર્આન અને હદીસનાં તેજપૂંજમાં આ કૃતિ રચાઈ હોઈ એમાં–

**શિફાઉન લિમા ફિસ્સુદુર**–નાં અમૃતબિંદુઓ છે.

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક વાર હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હૂને ફરમાવ્યું, 'અલ્લાહની સારસંભાળ રાખો, અલ્લાહ તઆલા તમારી સારસંભાળ રાખશે. અલ્લાહને હાજરનાજર જાણશો તો તેને તમારી સામે પામશો.'

અલ્લાહની સારસંભાળ એટલે અલ્લાહના હુકમોની સારસંભાળ, તેમની સાચવણી–ભાળવણી. અલહમ્દુ લિલ્લાહ ! આ 'જન્નતી તોહફો' અલ્લાહના હુકમોની વિગતોથી સભર છે, ને એમની સારસંભાળ લેવા આપણને નિમંત્રે છે.

મારા સ્નેહિ હઝરત મવ. યાકૂબ સાહેબ (મદ.) મીતભાષી, અભ્યાસી અને ચિંતનમનનભરી પ્રકૃતિ ધરાવતા આલિમ છે. આપનાથી આવી અન્ય ઉમદા કૃતિઓની અપેક્ષા રાખીએ. મહા સૂફી હઝરત અબૂ તુરાબ નબખ્શી રહમતુલ્લાહિ અલયહ કહેતા : 'દરેક યુગે


ઉલમાએ કિરામ દ્વારા એ યુગ માટે આવશ્યક એવાં અમલપ્રેરક, ઈલ્મ–હિકમત અલ્લાહ રબ્બુલ કરીમ જારી ફરમાવતા હોય છે.'

–અને **વમંય્ યુ'તલ હિક્મ–ત ફકદ્ ઉતિ–ય ખય્રન્ કસીરા**–તો કુર્આની કથન છે.

કિતાબમાં અમુક સ્થળે મહાકવિ ઈકબાલ (રહ.)ની પ્રેરક કાવ્યપંક્તિઓ મૂકીને આ કૃતિને વધુ લાભદાયી બનાવવાનો પ્રયત્ન હઝરત મવલાના સાહેબે કર્યો છે. આવો પુસ્તકેતર ઓજસ્વી વધારો અલગ ટાઈપ કે સ્થાનમાં મૂકાય ને સાથે હઝરત સાહેબે અનુવાદક તરીકે કેટલીક ઉપયોગી ટીપ્પણીઓ લખી છે તેને હાશિયામાં સ્થાન અપાય તો એ વધુ ઉચિત જણાશે કે મૂળ કૃતિનું ભાષાંતર એથી સવિશેષ તરી આવશે.

આખો દિવસ ટી.વી., ક્રિકેટ વગેરે પાછળ પોતાની સમયરૂપી કીમતી મૂડી વેડફી રહેલા મારા નવયુવાનો ઘડી–બે ઘડી આવાં નૂરવંત પ્રકાશનોનું વાંચન–મનન કરવાનું રાખે ને બહેનો ગામગપાટાને બદલે ફુરસદની થોડીક પળો આવી કિતાબોની દિલપૂર્વક તા'લીમ કરે તો આ પ્રવૃત્તિ સોને માટે ઈન્શા અલ્લાહ, ફળદાયક ને કલ્યાણકારી નીવડશે. **ઈન્નમા યતઝક્કરુ ઊલુલ**



**અલ્બાબ** : અક્કલવાનો જ તો બોધ ગ્રહણ કરતા હોય છે.

અલ્લાહ–રહીમ અપાર રહમતોની વર્ષા કરે ઉમ્મતના અસ્લાફે કિરામ પર કે આપણી રાહનુમાઈ માટે એ મહાનુભાવો કેવી કેવી મહેનતો કરી ગયા ! ને આકા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આણેલો દીન આપણા સુધી પરિપૂર્ણરૂપે પહોંચાડવાની ભલી કોશિશો કરતા ગયા–

**અય ગુલ ! બતૂ ખૂશ્નૂદમ, તૂ બૂએ કસે દારી**

કંઈક ઉતાવળે, હુકમની બજામણીરૂપે આ થોડીક લીટીઓ લખી શકયો. અલ્લાહ કરીમની એ મહા કરમનવાઝી ! આં ચેહ અઝ દિલ ખેઝદ બર દિલ રેઝદ !

**૧૪ જમા, સાની, ૧૪૧૦ હિ.** **નિયાઝકેશ :**
**કંથારિયા (ભરૂચ)** **ઈબ્રાહીમ 'અનવર'**





# જન્નતી તોહ્ફો

## પ્રકરણ—૧

### ઈમાન અને યકીનની મજબૂતી અને તેની અસર :

માનવીએ સર્વ પ્રથમ પોતાની અંદર અલ્લાહ તઆલા અને તેની ઝાત અને સિફાત (ગુણો) તથા નુબુવ્વત અને આખિરત વગેરે પર ઈમાન અને યકીનને મજબૂત કરવું જોઈએ.

ઈમાનની મજબૂતાઈ પછી મુઅમિનના માટે આલમે ગૈબ (અદશ્ય દુનિયા)ની વાતો આલમે શુહૂદ (જોઈ શકાતી દુનિયા) જેવી થઈ જાય છે અને ઈમાનવાળો તે જ વાત કહેવા લાગે છે જે હઝરત અલી (કર્રમલ્લાહુ વજહહૂ)થી નકલ થયેલ છે કે, આપ (રદિ.) ફરમાવતા

હતા : ‘‘જો મારી સામેથી માદ્દી આલમ (ભૌતિક જગત)નો પરદો ઉઠાવી દેવામાં આવે અને ગૈબની દુનિયા (અદશ્ય જગત)ની વસ્તુઓ મારી સામે આવી જાય ત્યારે પણ મારા ઈમાનમાં કોઈ વધારો થશે નહિ.’’

યકીન–શ્રદ્ધા શું છે ? યકીન તે ઈમાનની શક્તિનું નામ છે, જે દિલમાં પર્વતની મજબૂતીની જેમ જમી જાય છે અને મજબૂત થઈ જાય છે અને કોઈ પણ પ્રકારની શંકા–કુશંકાઓથી તેમાં કમઝોરી–નબળાઈ પ્રવેશી શકતી નથી. ઉપરોક્ત ઈમાનદાર માનવી એવો હોય છે કે, જો શંકા પેદા કરનારી કોઈ અવાજ ઉઠે તો તે બાજુ કાન નથી ધરતો અને ન તેનું દિલ તે બાજુ આકર્ષાય છે. મરદૂદ શયતાન તેની પાસે ફરકતો નથી, બલકે તેના પડછાયાથી પણ દૂર નાસે છે અને તેના ઈમાની જલાલ–(તેજ)થી પોતાને સલામત–સુરક્ષિત રાખવાની કોશિશ કરે છે. એટલા જ માટે હઝરત ઉમર ફારૂક (રદિ.) વિશે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ‘‘શયતાન ઉમર (રદિ.)ના પડછાયાથી પણ દૂર નાસે છે અને જે રસ્તેથી ઉમર (રદિ.) પસાર થાય છે તેને છોડીને બીજો રસ્તો અપનાવી લે છે.’’

યકીન અને ઈમાન અનેક વાતોથી મજબૂત થાય છે : (૧) સૌથી મુખ્ય વસ્તુ એ વિષયમાં આ છે કે, માનવી

પૂરા ધ્યાનની સાથે તે ઈલાહી આયતો અને નબવી હદીસોને સાંભળે, જેમાં હક તઆલાના જમાલ, કમાલ–ખૂબસૂરતી અને પરિપૂર્ણતા, અઝમત–મહાનતા અને કુદરત–શક્તિ તથા વહદાનિયતનું વર્ણન કરવામાં આવ્યું છે અને હઝરાતે અમ્બિયાએ કિરામ (અલૈ.)ના મુઅજિઝાઓ–ચમત્કારો તથા સચ્ચાઈ અને પાકીઝગીના બનાવો વર્ણવેલ છે અને નેક બંદાઓના માટે ખુદાપાકની આપેલ ખુશખબરીઓ અને ખરાબ માનવીઓના માટે આખિરતની સજાઓ વર્ણવવામાં આવી છે. હક તઆલાએ ફરમાવ્યું છે :

**‘‘અ–વ–લમ યકફિહિમ અન્ના અન્ઝલ્ના અલય્કલ્ કિતા–બ યુત્લા અલય્હિમ્ ઈન્ન ફી ઝાલિ–ક લ રહ્મતંવ્ વ ઝિક્રા લિ કવ્મિંય્ યુઅ્મિનૂન.’’**

(સૂ. અન્કબૂત : ૫૧)

**તરજુમો** : શું તેમના માટે આટલું બસ નથી કે તમારી ઉપર ઈલાહી કિતાબ ઉતારવામાં આવી છે, જે તેમની સામે પઢવામાં આવે છે ? નિઃશંક, એમાં રહમત અને શિખામણની વાતો છે તે લોકો માટે, જે યકીન રાખે છે.

(૨) બીજી વસ્તુ આ છે કે આસમાન અને જમીન અને તેમની વચમાં કુદરતની જે ખુલ્લી નિશાનીઓ અને નક્કર

દલીલો મવજૂદ છે તેના પર સોચ–વિચાર, મનન કરે તેનાથી ઈમાન અને યકીન મજબૂત થાય છે. અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે :

**''સનૂરીહિમ આયાતિના ફિલ આફાકિ વફી અનફુસિહિમ હત્તા યતબય્ય–ન લહુમ અન્નહુલ હક્ક.''**

(સૂ. હા.મીમ સિજદહ, ૫૩)

અર્થાત : અમે જગતમાં ફેલાયેલી તથા તેમના અંદરમાં આવેલી પોતાની નિશાનીઓ તેમને દેખાડીએ છીએ, જેથી તેમના પર સત્ય જાહિર થઈ જાય.

(૩) ત્રીજી વસ્તુ ઈમાનને મજબૂત કરવાવાળી આ છે કે, ઈમાન પ્રમાણે પોતાના અમલને જાહિર–બાહ્ય અને બાતિન–આંતર બન્ને હાલતોમાં એકસરખો રાખવામાં આવે અને સંપૂર્ણ કોશિશ કરીને તેના પર ઈસ્તિકામત– મક્કમતા રાખે, જમી રહે અને કથન અને વર્તનમાં ફેર ન પડવા દેવામાં આવે. હક તઆલા ફરમાવે છે :

**''વલ્લઝી–ન જા–હદૂ ફીના લનહ્દિયન્નહુમ સુબુ–લ–ના વ ઈન્નલ્લા–હ લ–મ–અલ મુહ્સિનીન.''**

(સૂ. અન્કબૂત : ૬૯)

અર્થાત : અને જે લોકો અમારા રસ્તામાં કોશિશ કરે

છે, તો અમે તેમને સફળતાના માર્ગો બતાવી આપીએ છીએ અને નિ:શંક, અલ્લાહ તઆલા ઈખ્લાસ–વાળાઓની સાથે છે.

અલ્લાહ તઆલા પર જ્યારે ઈમાન, યકીન મજબૂત થઈ જાય છે ત્યારે તેના વાયદાઓ પર સંતોષ અને તેની ઝિમ્મેદારી પર વિશ્વાસ પેદા થઈ જાય છે અને તે બંદાને ખુદા તઆલાની તરફ લગની તથા ધ્યાન સંપૂર્ણ રીતે પ્રાપ્ત થઈ જાય છે અને ખુદા તઆલાને નારાજ કરનારી વસ્તુઓથી બચવાની શક્તિ પેદા થઈ જાય છે. સારાંશ કે યકીન અસલ છે અને નેક અમલો તથા સારા અખ્લાક–આદતો યકીનના તાબે છે. યકીન જે દરજ્જાનું હશે તે જ દરજ્જાનો નેક અમલ હશે અને એ જ દરજ્જાના તેમાં અખ્લાકે હસનહ–સદ્‌ગુણો હશે. હઝરત લુકમાન (અલૈ.)નું કથન છે કે નેક અમલની તાકાત અને સલાહિય્યત માનવીના યકીન અને ઈમાન પ્રમાણે હોય છે, માણસના અમલમાં ત્યારે જ ખામી હશે, જ્યારે તેના ઈમાનમાં નબળાઈ હશે. હદીસ શરીફમાં છે કે, યકીન (અલ્લાહના વાયદાઓનો વિશ્વાસ) પૂરું ઈમાન છે.

## ઈમાનવાળાઓનાં પ્રકાર :

ઈમાન અને યકીનવાળાઓનાં ત્રણ પ્રકાર છે :

(૧) પ્રથમ પ્રકાર 'અસ્હાબે યમીન' એટલે હક તઆલાની જમણી બાજુવાળા. આ તે લોકો છે, જેમના ઈમાનમાં શંકાઓ ઉપસ્થિત કરનારી બાબતોથી નબળાઈ આવી જાય છે. એને સાદું ઈમાન કહેવું જોઈએ. (૨) બીજો પ્રકાર મુકર્રબીનનો છે, એટલે અલ્લાહને પામવાવાળા લોકો. આ તે લોકો છે, જેમના દિલોમાં ઈમાન એટલું પાકું અને મજબૂત હોય છે કે તેમાં કોઈ પણ પ્રકારની નબળાઈ પ્રવેશી શકતી નથી અને તેની વિરુદ્ધનો વિચાર પણ અશક્ય હોય છે તો પછી તેની હાજરીનો તો પ્રશ્ન જ ક્યાં ? ઈમાનના આ પ્રકારમાં ગેબી–અદશ્ય વાતોને શહાદત–દષ્ટિનું સ્થાન અમુક અંશે પ્રાપ્ત થઈ જાય છે, આને સાદું યકીન કહી શકાય. (૩) ત્રીજો પ્રકાર હઝરાતે અંબિયા (અલૈ.) અને સિદ્દીકોનો છે, જેમની સામે પ્રત્યેક ગેબી હકીકત શહાદત–પ્રત્યક્ષ જોઈ શકાતી વસ્તુનું સ્થાન ધરાવે છે અને અદશ્ય વાતો આંખે જોઈ શકાતી વસ્તુઓની જેમ યકીની–શંકાથી પર હોય છે. તેને કશ્ફ કહેવામાં આવે છે.

ઉપરોક્ત ત્રણેવ પ્રકારવાળાઓ વચ્ચે મોટો ફેર છે. આ સર્વે સારા છે, પરંતુ સારા હોવામાં ગ્રેડ–પ્રકારનો ફેર નિ:શંક છે, એ ખુદાપાકનો ફઝલ છે, જેને ચાહે તે દરજ્જો અતા ફરમાવે છે.

## જરૂરી ખુલાસો :

ઉપરોક્ત વિષયમાં ગૈબ અને શહાદતનું વર્ણન આવ્યું છે. અનિવાર્ય છે કે તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવે, જેથી વાંચકો આ વિષયને સુંદર રીતે સમજી શકે. 'આલમે ગેબ' તે જગત છે જે માનવીય ઈન્દ્રિયો–આંખ, કાન અને બુદ્ધિની પકડથી પર છે. 'અદશ્ય જગત'ની કોઈ વાત ન આપણી બુદ્ધિ સમજી શકે છે, ન આપણા કાન તે જગતની વાતોને સાંભળી શકે છે અને ન આપણી આંખો તે જગતને જોઈ શકે છે. દાખલા તરીકે ખુદા તઆલાની ઝાત, ફરિશ્તા, જન્નત, દોઝખ, વિગેરે. 'આલમે ગૈબ'ની વાતો પર દરેક ઈમાનદાર રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં બતાવવાથી ઈમાન લાવે છે. 'આલમે શહાદત' તે જગતને કહે છે, જે આપણી આંખોની સામે છે.



# પ્રકરણ—૨

## નિય્યતને ઠીક કરવી :

અમલ—કર્મનો આધાર નિય્યત પર છે. માનવીને જોઈએ કે, અમલથી પહેલાં પોતાની નિય્યત—અમલ પ્રત્યેના આશયને ઠીક કરી લે. ત્યાર પછી ઈખ્લાસની સાથે તે અમલ શરૂ કરી દે. હદીસ શરીફમાં છે, **'ઈન્નમલ અઅ્માલુ બિન્નિય્યાત'** એટલે કે અમલોનો કબૂલ થવાનો સંબંધ નિય્યતની સાથે છે. અલ્લાહ તઆલાને રાજી કરવા માટે નેકી કરશો તો જ તે કબૂલ થશે અને જો નિય્યતમાં ખરાબી હશે તો તે સારું કામ હોવા છતાં કબૂલ નહિ થાય.

## ખાલિસ-વિશુદ્ધ નિય્યતના બે પ્રકાર છે :

(૧) એક આ કે માનવી ફક્ત અલ્લાહ પાકની રઝામંદીનો ચાહક હોય. (૨) બીજો પ્રકાર આ કે, અજર અને બદલાનો ઉમ્મીદવાર હોય. પ્રથમ પ્રકાર ઉચ્ચ—અફઝલ છે કે જન્નત અને દોઝખના વિચારથી મુક્ત રહી

ફક્ત પોતાના માલિક અને મુહસિન–ઉપકારકનો હુકમ બજાવી લાવવામાં અને ખૂશ્નૂદી પ્રાપ્ત કરવાનો જ ઈરાદો હોય. આ ખવાસ–વિશિષ્ટ મુઅમિનોના માટે છે. સામાન્ય મુઅમિનોના માટે નેકીથી જન્નત પ્રાપ્ત કરવા અને ગુનાહને છોડવામાં દોઝખથી નજાત–મુક્તિ મેળવવાનો વિચાર કરવો સારી નિય્યતનું જ સ્થાન ધરાવે છે. અત્રે એ સ્પષ્ટ રહે કે, ખુદાપાકની રઝામંદી મેળવવાના લાયક તે જ અમલ છે જેની હિદાયત (માર્ગદર્શન) રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપી છે. તે અમલ ફર્ઝ હોય અથવા મુસ્તહબ– અલબત્ત, કદી એ મુસ્તહબ અમલ નિય્યત ખાલિસ (સ્વચ્છ) હોવાના લઈ ફર્ઝ અને વાજિબ અમલના બરાબર સવાબનો હકદાર થઈ જાય છે, કારણ કે ફિકહ–મસાઈલનો કાયદો છે કે, 'બિલ્વસાઈલિ હુકમુલ–મકાસિદ–અર્થાત્ : સાધન પણ ધ્યેયના હુકમમાં આવી જાય છે. જે રીતે ખાતી વખતે કોઈએ આ નિય્યત–ઈરાદો કરી લીધો કે, એનાથી ખુદાપાકની બંદગીના માટે શક્તિ પેદા થાય તો એ ખાવું જો કે ઝરીઆ–સાધનનું સ્થાન ધરાવતું હતું અને ફક્ત જાઈઝ કામ હતું, પરંતુ અલ્લાહના ફર્ઝ અને બંદગીનું સાધન બનવાના કારણથી તે ખાવાની હેસિયત પણ ઈબાદતની થઈ જાય છે અને જો કોઈ માણસ જિમાઅ–સંભોગ વખતે આ ઈરાદો કરે કે એનાથી મારે

ત્યાં નેક અવલાદ થશે અને અલ્લાહની બંદગી અને દીનની ખિદમત–સેવા કરશે તો ઉપરોક્ત અમલ જે પોતાની ઝાતમાં જાઈઝ અમલ જ હતો, આ ઉચ્ચ મકસદના લઈ ઈબાદતના હુકમમાં થઈ ગયો.

નિય્યતના સાચા હોવાની શર્ત આ છે કે, નેક કામ કરતી વખતે જે ઈરાદો કરે તે જ પ્રમાણે કામ કરે. દાખલા રૂપે ઈલ્મ પ્રાપ્તિ વખતે નિય્યત કરે કે હું અમલ પણ કરીશ, પરંતુ ઈલ્મ પ્રાપ્ત કર્યા પછી અમલથી દૂર રહે તો એ નિય્યત અસરવિહોણી રહેશે અને તેનો સવાબ નહીં મળે અને એક માણસ દોલત કમાય અને આ નિય્યત કરે કે આ દોલતથી પોતાની અને પોતાના સગાઓની જરૂરિયાત પૂરી કરશે અને મોહતાજીથી બચશે અને બીજા મોહતાજોની મદદ કરશે તો આ નિય્યત દોલત કમાવવવાના કામને અલ્લાહની ફરમાંબરદારીની જગ્યા પર પહોંચાડશે, પરંતુ એ ત્યારે જ જ્યારે કે તે પ્રમાણે અમલ પણ કરવામાં આવે અને જો પાછળથી એ ઈરાદા પર કાયમ ન રહેશે તો તે નિય્યત અસર–વિહોણી રહેશે.

## સારી નિય્યતની અસર ગુનાહો પર :

ગુનાહના કામોમાં જો કોઈ સારી નિય્યત કરે તો તે નિય્યતનો કોઈ અસર ન થશે. જે રીતે પવિત્ર પાણીથી તે

વસ્તુ પવિત્ર નથી થઈ શકતી જેને શરીઅતે નજિસુલ અય્ન–નખશીખ અપવિત્ર ઠરાવી છે. દાખલા રૂપે ભૂંડ–સુવ્વર.

એ જ પ્રમાણે જો કોઈ મુસ્લિમ પોતાના મુસલમાન ભાઈની ગીબત–નિંદા અને બુરાઈમાં પોતાના કોઈ દોસ્તને સાથ આપે અને કહે કે પોતાના દોસ્તનું દિલ રાજી રાખવા માગું છું તો એ ખ્યાલને રદ–બાતિલ કરવામાં આવશે અને તે માણસ ગીબતના ગુનાહનો હકદાર ઠરશે.

અને એ જ રીતે જો કોઈ માનવી ભલાઈનો હુકમ કરવાથી અને બુરાઈથી રોકવાથી દૂર રહે અને દલીલ કરે કે હું લોકોનું દિલ દુભાવવાથી બચવા ચાહું છું તો એ વહેમ પણ રદ ગણાશે અને એ માણસ 'અમ્ર બિલ મઅ્રૂફ'–ભલાઈનો આદેશ અને તબ્લીગે હક–હક પહોંચાડવાના ફર્ઝને છોડવાવાળો ગણાશે.

## ખરાબ નિય્યતની અસર સારા કૃત્યો-અમલો પર :

ખરાબ નિય્યતની સાથે જો નેકી કરવામાં આવશે તો તે સારા કામને પણ ખરાબ કરી દેશે. જે પ્રમાણે કોઈ માનવી નમાઝ પઢે અને તેની નિય્યત એ હોય કે મને ખ્યાતિ મળે અને તેનાથી દુન્યવી લાભો પ્રાપ્ત કરું તો એનાથી

નમાઝ જેવી અગત્યની ઈબાદતનો સવાબ બરબાદ થઈ જશે.

માટે પ્રત્યેક મુસ્લિમને જોઈએ કે તે ખુદાની ફરમાં–બરદારીના કામોમાં જગતના શહેનશાહને જ રાજી કરવાની નિય્યત કરે અને દુનિયાના જાઈઝ કામો ખાવા, પીવા અને સૂવા વગેરેમાં પણ અલ્લાહની ફરમાં–બરદારીની નિય્યત કરે, ફક્ત નફસાની ખ્વાહિશ–મનેચ્છાને પૂર્ણ કરવાનો ઈરાદો ન કરે.

## વિવિધ નિય્યતો પર વિવિધ સવાબ :

એક નેક કામમાં જો અનેક નિય્યતો કરવામાં આવે તો સવાબ પણ તે જ પ્રમાણે મળે છે. જેવી રીતે કોઈ માણસ કુરઆને પાકની તિલાવત કરે–પઢે અને નિય્યત કરે કે હું પોતાના માલિક સાથે મુનાજાત–વાતચીત કરી રહયો છું અને સાંભળનારાઓને ઈલાહી કલામની અસરથી ફાયદો પહોંચાડીશ અને તિલાવતની સાથે કુરઆને પાકના અર્થ અને હેતુઓ પર સોચી–વિચારીને શરીઅતના મસાઈલ શોધીશ તો આટલા નેક ઈરાદાઓ પર એટલો જ અજર તેને મળશે.

બીજો દાખલો આ છે કે, કોઈ માણસ ખાણું ખાય અને ઈરાદો કરે કે અલ્લાહ તઆલાનો હુકમ છે : **'કુલૂ મિન તય્યિબાતિ મા રઝક્નાકુમ'** (બકરહ–૧૭૨) અર્થાત્

''અમારી આપેલી પાક રોઝી ખાઓ. હું આ હુકમનો અમલ કરી રહયો છું અને ખાણું ખાઈને અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરીશ, જે પ્રમાણે અલ્લાહનો હુકમ છે. **''કુલૂ મિન રિઝ્કિ રબ્બિકુમ વશ્કુરુ લહૂ''** (સબા–૧૫) અર્થાત્ : ''પોતાના રબે આપેલી રોઝી ખાઓ અને તેનો શુક્ર અદા કરો'' અને આ ખાવાથી અલ્લાહની બંદગી કરવાના માટે શારીરિક શક્તિ મેળવીશ તો આ સર્વે નિય્યતો પર તેને પૂરેપૂરો બદલો મળશે.

## નિય્યતનો મતલબ શું છે ?

નિય્યતનો પ્રયોગ બે અર્થમાં થાય છે. એક આ કે તે હેતુ, જે કોઈ ઈરાદા, કથન અને વર્તન પર માનવીને ઉભારે. આ હેતુ અને મકસદ ઉપર પણ નિય્યતનો શબ્દપ્રયોગ છે અને આ અર્થમાં નિય્યત ઘણી વાર અમલથી ઉત્તમ હોય છે. હદીસ શરીફમાં છે : **'નિય્યતુલ મુઅમિનિ ખયરૂમ મિન અમલિહી'**–મુઅમિનની નિય્યત તેના અમલથી ચઢિયાતી છે. આ હદીસમાં નિય્યતથી આ જ અર્થ મુરાદ છે અને હદીસ શરીફમાં અલ મુઅમિનના શબ્દથી એ જ પ્રતિ ઈશારો છે.

બીજો અર્થ આ છે કે હર હાલમાં, દરેક પ્રકારે ઈરાદો કરવાને નિય્યત કહે છે અને એ અર્થમાં નિય્યત હંમેશા

અમલ–કર્તવ્યથી શ્રેષ્ઠ હોય છે.

## નિય્યતના લિહાઝથી લોકોની હાલતો જુદી જુદી છે :

**પહેલી હાલત :** માનવી નિય્યત અને ઈરાદો કરે અને અમલ પણ કરે.

**બીજી હાલત :** કોઈ કામની નિય્યત કરે, પરંતુ કરવાની તાકાત હોવા છતાં તે કામ ન કરે. આ બન્નેવ સૂરતો વિશે હદીસ શરીફમાં ફરમાવવામાં આવ્યું છે : હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) નકલ કરે છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું–'જે માણસે કોઈ નેક કામનો ઈરાદો કર્યો અને તે પ્રમાણે અમલ ન કર્યો તો અલ્લાહ તઆલા તેના માટે એક પૂરી નેકી લખી આપે છે અને જો નિય્યતની સાથે અમલ પણ કરી લીધો તો તેના માટે દસ નેકીઓનો સવાબ ઓછામાં–ઓછો અને સાત સો, બલકે તેનાથી પણ કેટલીય વધારે નેકીઓનો સવાબ–બદલો નક્કી થઈ જાય છે.

અને જો કોઈ માનવીએ બુરાઈનો ઈરાદો કર્યો, પરંતુ તે બુરાઈને અમલ–આચરણમાં ન લાવ્યો તો અલ્લાહ તઆલા તેના માટે પોતાની પાસે એક નેકી લખી આપે છે અને જો બુરાઈ પર અમલ પણ કરી લીધો તો તેના માટે

એક બુરાઈ લખાય છે.

**ત્રીજી હાલત :** જો કોઈ માણસ એવા કામની નિય્યત કરે, જેની શક્તિ તેનામાં ન હોય અને તે એમ કહે કે, જો મારામાં શક્તિ હોત તો હું આ કામ જરૂર કરત, તો તેને તે કામ કરનારના જેટલો સવાબ મળશે. એ જ પ્રમાણે બુરાઈમાં પણ છે અને એની દલીલ રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આ ફરમાન છે : લોકો ચાર જાતના છે. પ્રથમ તે લોકો છે જેમને ખુદા તઆલાએ ઈલ્મ અને માલ આપ્યો હોય અને તેઓ તે માલને ઈલ્મની રોશનીમાં ખર્ચ કરતા હોય અને તેમને જોઈને બીજા લોકો પણ એમ કહેતા હોય કે, કાશ, અલ્લાહ તઆલા અમને પણ એ જ રીતે માલ આપત તો અમે પણ એ જ રીતે (નેક કાર્યોમાં) ખર્ચ કરત તો આ બન્ને પ્રકારના લોકો અજર અને સવાબમાં બરાબર છે. બીજા તે લોકો છે, જેમને અલ્લાહ તઆલા તરફથી માલ તો મળ્યો હોય, પરંતુ ઈલ્મ (હિદાયત)ની રોશની ન મળી હોય અને તે પોતાની અભણતાના કારણે દોલત ખર્ચ કરવામાં ગરબડ કરતા હોય અને બીજા લોકો પણ તેમને જોઈને તેવું જ કરવા લાગ્યા હોય તો એ બન્ને જાતના માનવી ગુનાહમાં સરખા છે.''



# પ્રકરણ—૩

## દિલની હુઝૂરી-એકાગ્રતા :

દરેક માનવીએ યકીન રાખવું જોઈએ અને આ હકીકતને હંમેશા અને હર પળે પોતાના મગજમાં તાઝી રાખવી જોઈએ કે હું મારા પરવરદિગારની સામે છું, મારો માલિક પ્રત્યેક પળે મારી બધી હરકતોને જોઈ રહયો છે, મારા જાહેર—બાહ્ય તથા બાતિન—આંતરને જોઈ રહયો છે, તેના ઈલ્મથી આસમાન અને જમીનનો કોઈ પણ કણ છુપો નથી, તેની સંપૂર્ણ કુદરત આખા જગત પર પથરાયેલી છે.

તે આપણો સહાયક અને હિફાઝત કરવાવાળો છે, ઉપકારક તથા નેઅમતો આપનાર છે, હિદાયત આપનાર તથા માર્ગદર્શક છે. તો આપણે તેની નાફરમાનીથી શરમાવું જોઈએ અને આ વાતની કોશિશ કરવી જોઈએ કે કોઈ કામ તેની મરજીથી વિરુદ્ધ ન હોય.

આ વિચારથી જો માનવીનો નફસ અલ્લાહ તઆલાની ઈબાદતના માટે તૈયાર ન થાય તો તેનો અર્થ એ છે કે

માનવીને અલ્લાહ તઆલાની ઉચ્ચ શાનનો ખરો પરિચય ન થઈ શક્યો. જો માનવીને હક તઆલાની ઓળખ સંપૂર્ણ રીતે પ્રાપ્ત થઈ જાય તો પછી તે હક તઆલાની ઈબાદતમાં આળસ નથી કરી શકતો.

શિખામણની આ રીત પછી માનવીએ ખુદાના બન્ને ફરિશ્તાઓ (કિરામન કાતિબીન)નો વિચાર કરવો જોઈએ. આ બન્ને ફરિશ્તા હંમેશા માણસની ભલાઈઓ તથા બુરાઈઓ લખતા રહે છે અને જમણી–ડાબી બન્ને બાજુએ બેઠેલા એ ફરિશ્તા મોઢાથી નીકળતા દરેક બોલ અને શરીરથી બહાર આવતા દરેક નાના–મોટા અમલને લખી લે છે. (સૂરએ કાફ–૧૮)

ફરી માનવીનો નફસ–મન જો આ ચેતવણી અને શિખામણની પણ અસર કબૂલ ન કરે તો પછી તેની સામે મોતનું દશ્ય રજૂ કરવું જોઈએ. તે મોત જે એકાએક માણસના જીવનને ખત્મ કરી નાખે છે, તે કરૂણ ઘટના, જે બધી જ આરઝૂઓ અને અરમાનો ધૂળ ભેગા કરી નાખે છે. એક જ સેકન્ડમાં બધા જ સ્વપ્ના વેરવિખેર થઈ જાય છે. દોલતની રેલમછેલ, અવલાદ અને દોસ્તોની ભીડ અને બાદશાહી વૈભવ સઘળાં મોતની સામે બેકાર થઈ જાય છે. કેટલો બિહામણો અને કેટલો નિર્દય છે મોતનો તે હાથ, જે ઓરતોના સુહાગને ઉજાડી નાખે છે, જે બચ્ચાઓને યતીમ

બનાવી આપે છે. **‘‘કુલ્લુ નફસિન ઝાઈકતુલ્ મવ્ત’’** (આલિ ઈમરાન–૧૮૫) **‘‘કુલ્લુ શય્ઈન હાલિકુન ઈલ્લા વજ્હહુ’’** (કસસ–૮૮) અને ત્યારે માનવીની લાચારી સંપૂર્ણ રીતે આંખોની સામે આવી જાય છે.

મોતના વિચારથી પણ જો નફસ અલ્લાહ તઆલાની તરફ ન ઢળે અને તેમાં અલ્લાહનો ડર પેદા ન થાય તો પછી આખિરતનો સવાબ અને અઝાબ, જન્નતની ખૂશખબરીઓ અને દોઝખની તકલીફો તેની સામે વારંવાર પેશ કરો.

માણસના નફસની ગફલત–પ્રમાદ અને મનેચ્છાઓની શરારતનો ઈલાજ ઉપરોક્ત રીતોથી કરવામાં આવે. દિલોની બીમારીઓને દૂર કરવા માટે એ નુસખા (પ્રિસ્કિપશન્સ) ઘણાં ઉપયોગી અને અસરકારક રહેશે, ઈન્શા અલ્લાહુ તઆલા ! શિખામણ અને બોધની આ રીતોથી જો દિલમાં ખુદાપાકની હુઝૂરી–એકાગ્રતા પેદા થઈ જાય તો એ માણસને મુરાકબા–ધ્યાનમગ્નતાની કેફિયતનો અમુક ભાગ પ્રાપ્ત થઈ ગયો.

## મુરાકબાની હકીકત અને તેની ફઝીલત :

જાણવું જોઈએ કે મુરાકબા–ધ્યાન મગ્નતાનું સ્થાન ઘણું ઉચ્ચ અને શ્રેષ્ઠ છે.

આ તે જ ''મકામે ઈહસાન'' છે, જેની તરફ હદીસે પાકમાં ઈશારો કરવામાં આવ્યો છે : ''ઈહસાન આ છે કે, હે મુખાતબ–સંબોધિત ! તું ખુદા તઆલાની બંદગી એ રીતે કર કે જાણે તું તેને જોઈ રહયો છે.'' આ વિચાર જો માનવીના દિલમાં ઘર કરી જાય અને ખુદાપાકની મઅરિફત–ઓળખનું આ સ્થાન પ્રાપ્ત થઈ જાય તો પછી દિલ પર અનવાર–રોશની અને તજલ્લીઓ–રૂહાની ભેદો જાહેર થવા લાગે.

એની પ્રથમ મંઝિલ આ છે કે તે માનવી એ વિચારવા લાગે કે, હું પોતાના પરવરદિગાર અને પોતાની વચ્ચે કોઈ એવી વાત ન કરીશ કે પોતાના રૂહાની મુરશિદ–દોરક અને શેખે તરીકતની સામે શરમિંદા થવું પડે. ઈહસાન અને દિલની હુઝૂરીનો એ પહેલો પડાવ છે જે ઘણો મુશ્કિલ દેખાય છે અને એ પછીના પડાવ–મરહલા તો ઔર વધારે મુશ્કિલ છે.

એ રસ્તાનું છેલ્લું સ્થાન આ છે કે, બંદો વહદત–અલ્લાહની એકીનાં સમુદ્રમાં ડૂબી જાય અને અલ્લાહના ગેરથી છૂટકારો મેળવીને હકના મુશાહદહ–દર્શનનો લુત્ફ માણે. કુરઆન શરીફમાં છે :

**'ઈન્નલ મુત્તકી–ન ફી જન્નાતિંવ્ વ નહ્‌રિન્ ફી**

**મક્અ-દિ સિદ્કીન્ ઈન્દ મલિકિમ્મુક્તદિર્.’** (અલ કમર–૫૫) તકવા–પરહેઝગારી રાખનારા લોકો બગીચાઓ અને નહેરોમાં છે. ઊંચા સ્થાનમાં તે હકીકી બાદશાહની પાસે જે બધા પર શક્તિ અને કુદરત રાખે છે.

બાતિનની સુધારણા જાહેરથી વધુ અગત્યની છે. દરેક મુઅમિનને ચાહે તે પુરુષ હોય કે ઓરત પોતાના બાતિન–આંતર અને દિલની સુધારણા પર વધુ ધ્યાન દેવું જોઈએ. એટલા માટે કે મુઅમિનનું દિલ અલ્લાહની નઝઝારગાહ–જોવાની જગ્યા છે. મુઅમિનના બાતિન પર ખુદા તઆલાની ખાસ વિશિષ્ટ નજર રહે છે અને તેના ઝાહિરને ફક્ત મખ્લૂક જુએ છે.

કુર્આને કરીમમાં જ્યાં કંઈ ઝાહિર અને બાતિનનું વર્ણન આવ્યું છે ત્યાં બાતિન–અંદરની હાલતને પ્રથમ રાખી છે. હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક હદીસ શરીફમાં ફરમાવ્યું છે : ‘હે ખુદાવન્દ ! મારા દિલની હાલતને મારી ઝાહિરી હાલતથી બેહતર–સારી બનાવી દે અને મારા ઝાહિરી અમલોને નેક બનાવી દે.’ જરૂરી વાત છે કે જ્યારે માણસની અંદરની હાલત ઠીક થઈ જશે તો તેની ઝાહિરી હાલત પણ ઠીક થઈ જશે, કારણ કે ઝાહિરી હાલત બાતિનના તાબે હોય છે. નેકી અને ભલાઈ હોય અથવા બુરાઈ અને બગાડ હોય. હદીસ શરીફમાં

છે : ‘માનવીના શરીરમાં ગોશ્તનો એક ટુકડો છે. જ્યારે તે નેક બની જાય છે તો આખું શરીર નેક થઈ જાય છે અને જ્યારે તેમાં ખરાબી પેદા થઈ જાય છે તો આખા શરીરમાં બગાડ ફેલાઈ જાય છે. જાણી લો ! તે ગોશ્તનો ટુકડો કલ્બ–દિલ છે.

કુરઆને મજીદ અને હદીસ શરીફમાં દિલનો શબ્દ અંદરની હાલતના માટે વપરાય છે. સામાન્ય માનવીઓને સમજાવવા માટે અલ્લાહ અને તેના પ્યારા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ અંદાજ અપનાવ્યો છે. કલ્બની જગ્યાએ સદ્ર–છાતીનો શબ્દ પણ વપરાયો છે. **‘‘રબ્બિશ્રહ્‌લી સદ્‌રી’’** (તાહા) ‘હે પરવરદિગાર ! મારી છાતીને ખોલી દે.’ એટલે મારા અંદરને રોશન કરી દે. એ વાત પણ સ્પષ્ટ રહે કે જે માનવી ‘સાહિબે બાતિન’ અને સૂફી હોવાનો દાવો કરે અને તેનું ઝાહિર સુન્નતની પેરવીથી વેગળું હોય તો તે જુઠો છે. ઝાહિરી હાલતને સારી રાખવી, બોલચાલ અને પહેરવેશમાં પોતાને દીનદાર દેખાડવો અને બાતિનને ગંદકીમાં નાખી રાખવું, રિયાકારી ડોળ–દંભ છે, જે નાફરમાન બંદાઓની રીત છે. ખરા સૂફીઓએ કહયું છે કે, માણસ સૂફી અને વલી ત્યારે થશે જ્યારે તેનાં બાતિની અખ્લાક, દિલી ઈરાદાઓ અને મગજના વિચારો એવા હોય કે જો તેમને તબાકમાં મૂકીને

લોકો સામે પેશ કરવામાં આવે તો તેને શરમિંદગી ન થાય. બાતિનને ઝાહિરથી વધારે સારું રાખવું ઈમાનો–અમલની ઉચ્ચ હાલત છે. એ ન થઈ શકે તો કમથી કમ બન્ને બરાબર રહે એટલો તો જરૂર ખ્યાલ રાખે. શરીઅતના હુકમોની પાબંદી ઝાહિર–બાતિનમાં સરખી રહે. હકની મઅરિફત–ઓળખના રસ્તામાં આ પ્રથમ પગલું છે.



# પ્રકરણ–૪

## વિર્દ-વઝીફાઓની પાબંદી :

સવાર–સાંજના બધા સમયને ઈબાદત, નફલો તથા ઝિક્રમાં લગાડવો જોઈએ. દિવસ–રાતની કોઈ ઘડી નેક કામ અને ઝિક્ર, તિલાવતથી ખાલી ન રહેવી જોઈએ. એ જ પ્રવૃત્તિથી સમયની બરકતો જાહેર થાય છે અને ખરા જીવનનો આનંદ મળે છે અને હક તઆલા તરફ હંમેશા ધ્યાન કાયમ રહે છે.

ઝિક્ર–યાદ અને ઈબાદતની સાથે ખાવા–પીવા અને રોઝી કમાવાના સમયનો ખ્યાલ એ જ પ્રમાણે યોગ્ય રીતે રાખી શકાય છે, નહિ તો સમયના બરબાદ થઈ જવાનો સંભવ રહે છે.

ઈમામ ગઝાલી (રહ.)એ લખ્યું છે કે, 'તમારા માટે જરૂરી છે કે પોતાના સમયને જુદા જુદા કામોમાં વહેંચી આપો અને ઈબાદત તથા રોઝીનાં કામોમાં ક્રમ બાંધી લો

અને જે ઈબાદત જે સમયે નક્કી કરવામાં આવે, તેને બીજા સમય પર ન ઠેલો. તમે જો એ રીતે જીવશો કે, જે કામ જ્યારે થયું ત્યારે કરી લીધું, સમય નક્કી કર્યા વિના તો તમારો ઘણો બધો સમય વેડફાઈ જશે.

અને એ સમય જ તમારી ઉંમર છે અને એ જ ઉમ્ર તમારી સંપૂર્ણ મૂડી અને તમારો આધાર છે. તમારો પ્રત્યેક શ્વાસ અતિ કિંમતી મોતી છે. એ શ્વાસ ગયા પછી પાછો નથી આવી શકતો.'

એ પણ મહત્ત્વનું છે કે એક જ ઈબાદતમાં (ચાહે તે ફર્ઝ કેમ ન હોય) બધા સમયને પૂરો ન કરવામાં આવે, પરંતુ અલગ અલગ ઝિક્રો તથા વિર્દોને પોત પોતાના સમયમાં અદા કરવામાં આવે, કારણ કે દરેક ઈબાદતની એક ખાસ રૂહાની અસર છે અને અલ્લાહ તઆલાની પાસે દરેક ઝિક્ર અને રિયાઝત એક ખાસ સ્થાન અને ખાસ અસર રાખે છે.

હઝરત ઈબ્ને અતાઉલ્લાહ શાજલી (રહ.) ફરમાવે છે કે, ''ખુદાપાકને ખબર હતી કે એક જ પ્રકારની બંદગીથી માનવી કંટાળી જશે, એટલા માટે ખુદા તઆલાએ જુદા જુદા પ્રકારની ઈબાદતો નક્કી કરી, જેથી ઈબાદત અને રિયાઝતની રંગારંગીથી માણસોમાં ઝૌક શૌક કાયમ

રહે.'' એ પણ ધ્યાનમાં રહે કે અલ્લાહના ઝિક્રમાં દિલને રોશન કરવા અને અવયવો પર કન્ટ્રોલ રાખવાની ખાસ તા'સીર મૂકવામાં આવી છે. અલબત્ત, એના માટે એ જરૂરી છે કે માણસ તેની પાબંદી કરે, તેને છોડે નહિ.

એક રીત આ છે કે, જો માણસ બધા સમયને ઝિક્ર અને બંદગીમાં પ્રવૃત્ત ન રાખી શકે તો કમથી કમ એટલું જરૂર કરે કે અમુક ઝિક્રને નક્કી કરી લે જેની પાબંદી જરૂરી સમજે. જો કોઈ લાચારીનાં કારણથી છૂટી જાય તો તેને બીજા સમયે કઝા કરી લે, જેથી નફસને તેની હિફાઝત– સાચવણીની આદત થઈ જાય. નફસ જ્યારે જોશે કે છુટેલ અમલને જતો કરવામાં નથી આવતો, પરંતુ બીજા સમયમાં તેને પૂરો કરવામાં આવે છે તો પછી તે દરેક અમલને તેના ટાઈમ પર પૂરો કરવા તૈયાર રહેશે. તેનાથી સુસ્તી દૂર થઈ જશે.

શેખ અ. રહમાન સક્કાફ કહે છે કે, 'જે માનવીનું જીવન ખાસ ઝિક્ર તથા વિર્દની પાબંદીથી ખાલી હોય તે વાંદરા સમાન છે.' (પ્રાણીઓમાં વાંદરાનું જીવન દરેક જાતની પાબંદીથી આઝાદ હોય છે.) કેટલાક આરિફોનું કથન છે કે, 'વિર્દના રસ્તાથી વારિદાત દિલમાં ઉતરે છે.' અર્થાત્ ખાસ ઝિક્રોની પાબંદીથી મુઅમિનનાં દિલમાં ખુદાઈ ભેદ અને આકાશી રાઝ ઉતરે છે અને બંદો પોતાનાં માલિકથી

હમકલામ થાય છે–વાતચીત કરે છે.

## અમલોમાં મધ્યમ માર્ગ અપનાવવો :

અમલ અને ઈબાદતમાં વચલો રસ્તો અપનાવવો જોઈએ. હદીસ શરીફમાં આવ્યું છે : ખુદાપાકનાં નજીક પ્યારો અમલ તે છે જેની પાબંદી કરવામાં આવે, ચાહે તે થોડો હોય.' હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ પણ ઈરશાદ ફરમાવ્યો : ''એટલી ઈબાદત અપનાવો, જેટલી તમારી શક્તિ હોય. ખુદાપાક તમારી બંદગીથી ગમગીન અને બેઝાર નથી થતો. અલબત્ત, તમે પોતે ઉકતાઈ જશો.'' શયતાનની હંમેશા એ કોશિશ હોય છે કે મુરીદને અકીદત–શ્રદ્ધાનાં જોશમાં શરૂ શરૂમાં ખૂબ ઈબાદત અને મુજાહદામાં લગાવી આપે, જેથી તે આગળ જતાં થોડા દિવસમાં જ થાકી જાય, પછી કાં તો બિલકુલ છોડી દે અથવા બેદિલીની સાથે કરતો રહે જેનું કોઈ પરિણામ નથી હોતું.

## ઝિક્ર અને વિર્દોનાં અલગ અલગ પ્રકાર :

વિર્દોની મોટા ભાગની સૂરતો–શકલો તો આ જ છે : નફલ નમાઝો, કુરઆને પાકની તિલાવત, ઈલ્મે દીન પ્રાપ્ત કરવો, ઝિક્ર–ફિક્ર, પરંતુ તરીકતના રસ્તાનાં મુસાફરને જોઈએ કે તે ઉપરનાં નફલો સિવાય અમુક ખાસ વઝીફાઓ

પણ નક્કી કરી લે, જેમની પોતે સહૂલતથી પાબંદી કરી શકે. દીનનાં બુઝુર્ગોનો હાલ એ હતો કે તે એક રાત–દિવસમાં એક હજાર રકાત નફલ નમાઝ અદા કરતા હતા. ઈમામ ઝયનુલ આબિદીન (રહ.)નો એ જ નિયમ હતો. અમુક બુઝુર્ગોનો પાંચ સો રકા'તોનો નિયમ હતો અને અમુકનો ત્રણ સો રકા'તોનો. અલ્લાહની રહમત હજો એ સર્વે બુઝુર્ગો પર.

## નમાઝની ઝાહિરી સૂરત અને તેની અંદરની હકીકત :

ઈસ્લામી ઈબાદતોમાં નમાઝ સૌથી વધુ અગત્યની ઈબાદત છે. નમાઝની એક ઝાહિરી સૂરત છે અને એક તેની અંદરની હકીકત છે અને એ ઈબાદત ત્યાં સુધી કબૂલ કરવા લાયક નથી થતી, જ્યાં સુધી કે તેનું ઝાહિર અને બાતિન બન્ને ઠીક ન હોય.

નમાઝની ઝાહિરી સૂરત તેનાં રુકનો, કિયામ–ઊભું રહેવું, કુઉદ–બેસવું વગેરે છે અને તેની બાતિની હકીકત ખુદા પાકની 'હુઝૂરી'ની લાગણી છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ જ હકીકત તરફ ઈશારો ફરમાવ્યો : ''અસ્સલાતુ મેઅરાજુલ મુઅમિનીન : નમાઝ મુસ્લિમોની મેઅરાજ છે.'' મેઅરાજમાં હુઝૂર સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ ખુદા તઆલાના હુઝૂરમાં પહોંચ્યા અને મુઅમિન નમાઝમાં ખુદાપાકની હુઝૂરમાં ઊભો થાય છે. હદીસ શરીફમાં છે કે, મુઅમિન જ્યારે નમાઝ શરૂ કરે છે તો ખુદાપાકની સાથે વાતચીત કરે છે અને ખુદા તેના તરફ ધ્યાન આપે છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી જે સમયે જે નમાઝ સાબિત છે તેને પોતાના સમય પર અદા કરવી જોઈએ. બીજી કોઈ નમાઝ પોતાના તરફથી જો પઢવા ચાહે તો પ્રથમ હદીસથી સાબિત થયેલી નમાઝને અદા કરે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ફર્ઝોથી પહેલાં અને પછી અમુક સુન્નતો સાબિત છે તેમાંથી એક નમાઝ વિત્ર છે, જે સુન્નતે મુઅક્કદહ છે. અમુક હનફી આલિમોએ તેને વાજિબ કહી છે.

**વિત્રની નમાઝ** : હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ''ખુદા તઆલા વિત્ર (એક) છે અને વિત્રને પસંદ કરે છે. તો હે કુરઆનવાળાઓ ! વિત્ર નમાઝ અદા કર્યા કરો.'' એ પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, ''વિત્ર નમાઝ હક છે. જેણે વિત્રને અદા ન કરી, તે અમારી જમાઅતથી નથી.'' વિત્રોની સંખ્યા વધુથી વધુ ૧૧ રકા'ત અને કમથી કમ ત્રણ રકા'ત છે અને તેમનું છેલ્લી રાતમાં અદા કરવું અફઝલ છે, પરંતુ છેલ્લી રાતમાં ઉઠવાની આદત ન હોય તો તેને ઈશાની

સાથે જ અદા કરી લેવી જોઈએ.

## ચાશ્તની નમાઝ :

આ નફલ નમાઝ ઘણી બરકતવાળી છે. આ નમાઝની વધુથી વધુ આઠ રકા'તો અને કમથી કમ બે રકા'તો છે અને આ નમાઝનો મુસ્તહબ સમય ચોથાઈ દિવસનાં નજદીક છે, જ્યારે સૂરજ સારી રીતે રોશન થઈ જાય.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "દરેક તંદુરસ્ત માણસ પર સવાર થતાં જ એક સદકો વાજિબ છે, પછી ખુદા તઆલા દરેક તસ્બીહ–સુબ્હાનલ્લાહને સદકા તરીકે કબૂલ કરી લે છે અને દરેક અલહમ્દુ લિલ્લાહને, દરેક લા ઈલા–હ ઈલ્લલ્લાહને, દરેક અલ્લાહુ અકબરને અને દરેક ભલી વાત કહેવાને અને બુરી વાતથી રોકવાને સદકો ઠરાવી દે છે અને જો કોઈ મુસલમાન બે રકા'ત ચાશ્તની નમાઝ અદા કરી લે છે તો અલ્લાહ તઆલા તેને આ બધાનાં બદલે કબૂલ કરી લે છે." ચાશ્તની નમાઝની ફઝીલતનાં માટે એનાથી વધુ બીજો શું પુરાવો હોઈ શકે છે ?

## અવ્વાબીનની નમાઝ :

આ નમાઝ મગરિબ અને ઈશાની વચમાં અદા કરવામાં

આવે છે. આ નફલ નમાઝ વધુથી વધુ ૨૦ રકા'ત અને દરમિયાની દરજામાં ૬ રકા'ત છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ''જે મુસલમાને મગરિબ અને ઈશાની વચ્ચે બે રકા'ત અવ્વાબીનની અદા કરી લીધી તો અલ્લાહ તઆલાએ તેનાં માટે જન્નતમાં એક ઘર બનાવી આપ્યું.'' બીજી હદીસ શરીફમાં છે કે, ''જે માણસ મગરિબ પછી ૬ રકા'ત અદા કરે છે અને વચમાં કોઈથી વાત નથી કરતો તો ખુદા તઆલા તેને ૧૨ વર્ષની ઈબાદતનો સવાબ આપે છે.''

હઝરત શૈખ અહમદ ઈબ્ને અબિલ જવારીએ પોતાના પીર શૈખ અબૂ સુલયમાન (રહ.)ને પૂછયું : હઝરત ! હું દિવસે રોઝો રાખ્યા કરું ? અથવા મગરિબથી ઈશા સુધી ઈબાદતમાં લાગેલો રહું ? શૈખે ફરમાવ્યું : બન્નેવ ઈબાદતોને ભેગી કરી લો. તેમણે ફરમાવ્યું : મારામાં એટલી શક્તિ નથી, કારણ કે જ્યારે હું દિવસે રોઝો રાખીશ તો તેનાં પછી મગરિબથી ઈશા સુધીનો ટાઈમ ઈફતારી અને ખાવા–પીવામાં ચાલ્યો જશે. પીરે ફરમાવ્યું : સારું, તો રોઝો છોડી દો અને મગરિબ–ઈશાની વચમાં ઈબાદત કરો. એક રિવાયતમાં છે કે અવ્વાબીનની ચાર રકા'ત શબે કદ્રમાં ચાર રકા'ત પઢવાના બરાબર છે. હઝરત આઈશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે, હુઝૂર સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ જયારે ઘર પર તશરીફ લાવતા તો રાતના સમયે ૪ અથવા ૬ રકા'ત નફલ જરૂર અદા કરતા.

## તહજ્જુદની નમાઝ :

રાતનો કિયામ–ઊભું રહેવું, એટલે તહજ્જુદની નમાઝ ઘણી અગત્યની નમાઝ છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફર્ઝ નમાઝ પછી તહજ્જુદની નમાઝની અગત્યતા બતાવી છે. જો કે ઈશાની નમાઝ પછી નફલ પઢવાવાળો કિયામુલ્લયલ–રાત્રી ઈબાદતની ફઝીલત મેળવી લે છે અને અમુક સાલેહ લોકોની એ જ રીત હતી કે તેઓ શરૂ રાતમાં જ નફલ પઢી લેતા હતા, પરંતુ ખરો કિયામુલ્લયલ ઊંઘને છોડીને નફલ પઢવાથી જ પ્રાપ્ત થાય છે, કારણ કે એનાથી શયતાન આજિઝ થાય છે અને નફસ સાથે જિહાદ કરવામાં આવે છે.

અલ્લાહ તબારક વ તઆલાએ ફરમાવ્યું છે : **''વ મિનલ્લય્લિ ફ–ત–હજ્જદ્ બિહી નાફિતલ્લ–ક.''** (બની ઈસ્રાઈલ–૭૯) અને તમે રાતનાં ઉઠીને નમાઝ પઢયા કરો, એ તમારા માટે વધારે ફઝીલત છે.

બીબી અને પથારીને છોડીને નમાઝના માટે ઉઠવા–વાળા પર અલ્લાહ તઆલા ફખ્ર કરે છે અને તેની તરફ

વિશેષ ધ્યાન આપે છે. રાત્રે દુઆની કબૂલિય્યતની ઘડી આવે છે. સરવરે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : 'રાત્રીના સમયે એક ઘડી કબૂલિયતની આવે છે, જેમાં બંદો પોતાના મવલાથી દીન અને દુનિયાની જે દુઆ કરે છે તેને કબૂલિયત નસીબ થઈ જાય છે.

શૈખ ઈસ્માઈલ જબરકી (રહ.) ફરમાવે છે : 'બધી ભલાઈઓ અને બરકતો રાત્રીમાં છે.' અલ્લાહના વલીઓને રાત્રે જ દરજ્જાઓ અપાય છે. શૈખ અબ્દુલ્લાહ ઈબ્ને અબી બકર (રહ.) ફરમાવે છે : 'જે બંદાને ઈલાહી અનવારની તમન્ના હોય તે અડધી રાત્રે પોતાના મવલાથી આજિઝી અને મુનાજાત–દુઆ કર્યા કરે.' પ્રખ્યાત હદીસ શરીફ છે કે, 'જ્યારે ત્રીજા ભાગની રાત બાકી રહે છે તો અલ્લાહ તઆલા પહેલા આસમાન પર ઊતરે છે અને બંદાને રોઝી તથા બખ્શિશના માટે પુકારે છે.'

તહજ્જુદની ફઝીલત અને રાતની ઈબાદત અને દુઆની મહત્તા માટે આનાથી વધારે બીજી શું રગબત–શવક અપાવી શકાય છે ? એક આરિફનું કથન છે કે, 'ચાળીસ વર્ષ થયા મને ફક્ત સવાર થયાનો ગમ સતાવે છે, કારણ કે રાતની ઈબાદતમાં જે લઝઝત અને રૂહાની મસ્તી નસીબ થાય છે તેમને છોડવાનો જીવ નથી ચાલતો.'

## કિયામુલ્લયલ-રાત્રી ઈબાદતની રીત :

મહબૂબે ખદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તહજ્જુદની નમાઝમાં ખાસ સૂરતોની પાબંદી નથી ફરમાવી, માટે સારું એ છે કે, ક્રમવાર પૂરા કુર્આને કરીમની તિલાવત કરે. સહૂલત સાથે જોઈએ તો એક માસમાં અથવા એથી વધારે સમયમાં પૂરું કરે.

રકા'તોની સંખ્યા મોટા ભાગે હદીસોમાં ૧૩ બતાવવામાં આવી છે અને કદી ૯ અને કદી ૭ ઉપર બસ ફરમાવ્યું છે. ૧૧ રકા'તો પર પાબંદી પણ નકલ થઈ છે. તહજ્જુદની રીત આ છે કે, ઊંઘમાંથી ઉઠીને પોતાના મોઢા પર હાથ ફેરવો, જેથી ઊંઘની અસર જતી રહે અને પછી આ આયતો પઢો :

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અહ્યાના બઅ્દ મા અમા-તના વ ઈલયહિન્નુશૂર. ઈન્ન ફી ખલ્કિસ્સમાવાતિ વલ્અર્દિ વખ્તિલાફિલ્ લય્લિ વન્નહારિ લ આયાતિલ લિઉલિલ અલ્બાબ. અલ્લઝી-ન યઝ્કુરુનલ્લા-હ કિયામંવ્ વ કુઉદંવ્ વ અલા જુનુબિહીમ વ યતફક્કુરૂ-ન ફી ખલ્કિસ્સમાવાતિ વલ્ અર્દિ રબ્બના મા ખલક્ત હાઝા બાતિલા, સુબ્હાન-ક ફકિના અઝાબન્નાર, રબ્બના ઈન્ન-ક મન તુદ્ખિલિન્ના-ર**

**ફકદ્ અખ્ઝયતહુ વ મા લિઝ્ઝાલિમી-ન મિન અન્સાર.''** (સૂ. બકરહ : ૨૮)

**તરજુમો** : સર્વ વખાણ તે ખુદાના માટે છે, જેણે આપણને ઊંઘના પછી ઉઠાડયા અને તેની જ પાસે આપણે પાછા જવાનું છે. નિઃશંક, આસમાન અને જમીનની પેદાઈશ અને રાત અને દિવસની અવર- જવરમાં સમજદારોના માટે મોટી મોટી નિશાનીઓ છે. એ તે લોકો છે જે બેસતાં, ઉઠતાં ખુદાનો ઝિક્ર કરે છે અને પાસું બદલતી વેળા પણ અને આસમાન અને જમીનની પેદાઈશ પર સોચવિચાર કરે છે અને એમ કહે છે, હે પરવરદિગાર ! તેં આ જગતને હેતુ વિના પેદા નથી કર્યું. અર્થ વિનાના કામથી આપની ઝાતે આલી પાક છે તો તું અમને દોઝખના અઝાબથી બચાવજે. હે પરવરદિગાર ! જેને તું આગમાં નાખીશ તે બેઆબરૂ થશે અને ઝાલિમોનો કોઈ સહાયક ન થશે. (આ આયતોની તિલાવત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આસમાન પર નજર નાખીને ફરમાવતા હતા.)

ત્યાર પછી દાતણ અને વુઝૂ કરવું જોઈએ અને પછી તહિય્યતુલ વુઝૂની બે હલકી રકા'તો અદા કરવી જોઈએ. તેનાં પછી આઠ રકા'તો પઢે. જોઈએ તો દરેક બે રકા'ત પર સલામ ફેરવે અથવા દર ચાર રકા'ત પર અથવા પૂરી

આઠ રકા'ત પર. એ પછી જો તબિયતમાં ચુસ્તી હોય તો બીજી નફલો પણ પઢે અને છેવટમાં ત્રણ રકા'ત વિત્રની પઢે. હનફી મસ્લક પ્રમાણે એક સલામથી અને શાફિઈ મસ્લક પ્રમાણે બે સલામથી. પહેલી રકા'તમાં સબ્બિહિસ્મ રબ્બિ–ક અને બીજી રકા'તમાં કુલ યા અય્યુહલ કાફિરૂન અને ત્રીજીમાં સૂ. ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) અને મુઅવ્વઝતૈન (બન્ને કુલ) પઢે. એ ખ્યાલ ન કરવામાં આવે કે આ ૧૧ રકા'ત વિત્રની છે અને વચલી રકા'તો તેમનાં સિવાયની છે, એવું નથી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રાતની નમાઝમાં તેના સિવાય કંઈ સાબિત નથી.

**વલ્લાહુ વાસિઉન અલીમ.**



# પ્રકરણ—૫

## કુરઆને કરીમની તિલાવતનું બયાન :

કુરઆને કરીમની તિલાવત પણ પાબંદીથી કરવી જરૂરી છે. કમથી કમ એક સીપારો દરરોજ અને વધુથી વધુ ત્રણ દિવસમાં એક કુરઆને પાક. તે સિવાય જેમાં સહૂલત હોય અને જેના પર પાબંદી કરી શકાય.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ‘મારી ઉમ્મતનાં માટે બેહતરીન—સર્વથી ઉત્તમ ઈબાદત કુરઆને કરીમની તિલાવત છે. નિઃશંક, આ તે ઈબાદત છે જેનાથી માણસનાં દિલમાં નૂર પેદા થાય છે.’ હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું છે : નમાઝમાં ઊભા થઈને કુર્આન શરીફ પઢવાનો સવાબ દરેક હર્ફ—અક્ષરના બદલે ૧૦૦ નેકીઓના બરાબર છે અને બેસીને ૫૦ નેકીઓના બરાબર અને નમાઝથી બહાર ૨૫ નેકીઓના બરાબર અને પાકી વિના (હાથ લગાડયા વિના) દરેક હર્ફ પર ૧૦ નેકીઓના બરાબર સવાબ મળે છે.



કુર્આને પાકની તિલાવતમાં વધુ પઢવા પર નજર ન રાખે, પરંતુ તરતીલ–સહીહ અને સારી રીતે પઢવાનો ખ્યાલ રાખે. જો અરબી ભાષા જાણતો હોય તો કુર્આને કરીમનાં અર્થ અને મતલબ પર સોચ–વિચાર ચાલુ રાખે અને વઈદ–ધમકી તથા ખુશખબરીના મોકા પર તેની અસર કબૂલ કરે. અલ્લાહની તવહીદની આયતો હોય તો ખુદા તઆલાની અઝમત–મોટાઈનો ખ્યાલ દિલમાં જમાવે. હુકમોની આયતો હોય ત્યાં ખુદાનો શુક્ર અદા કરે અને પોતાની આજિઝી જાહેર કરે. જન્નતની આયતો હોય તો શોખ અને રગબત પેદા કરે અને જહન્નમની આયતો હોય તો ખૌફ અને ડર પેદા કરે.

કુર્આને કરીમ ઈલ્મ, હિકમત, રૂહાનિયત અને મઅરિફતનો બેકિનાર સમુદ્ર છે. તેમાં જેટલું મનન કરવામાં આવશે તેટલા જ અતિ મૂલ્યવાન મોતી અને જવાહિરાત નીકળશે. જે બંદાના સીનાને ખુદા તઆલા કુર્આને કરીમના ઉલૂમનાં માટે ખોલી આપે છે તેની ઉપર દરેક જાતની ફુતૂહાત ઉતરતી રહે છે અને પછી તે કોઈ જાતના થાક અને આળસ વિના સંપૂર્ણ ખુશીની સાથે તિલાવત કરતો રહે છે.

શેખ અબૂ મદયન (રહ.) કહે છે કે મુરીદ તે વખતે કામિલ–સંપૂર્ણ મુરીદ થાય છે, જ્યારે પોતાની હર જરૂરત



કુર્આને કરીમમાં મેળવી લે છે. કુર્આને કરીમની જે સૂરતોનું ખાસ–ખાસ મોકાઓ પર પઢવું સુન્નત છે તેમને મોઢે કરી લેવી જોઈએ અને તેમનો વિર્દ ચાલુ રાખવો જોઈએ. જેમ કે દરેક રાત્રે અલિમ લામ મીમ સિજદા, સૂરએ તબારક, સૂરએ વાકિઅહ અને આમનર્રસૂલનો રુકૂઅ સૂરતની છેવટ સુધી અને જુમ્અહ અને સોમવારે રાત્રે સૂરએ દુખાન અને જુમ્અહના દિવસે અથવા રાતે સૂરએ કહફ અને જો મુનજિજયાત (એવી આયતો જેમાં 'નજજિના' શબ્દ વપરાયો હોય) રોજ રાત્રે પઢી શકાય તો ઘણી ફઝીલત મળી શકે અને રોજ સવાર–સાંજ સૂરએ હદીદની શરૂની આયતો અને સૂરએ હશ્રની છેલ્લી આયતો અને સૂ. ઈખ્લાસ અને બન્ને કુલ–દરેકને ત્રણ ત્રણ વાર અને એ જ પ્રમાણે સૂતી વખતે સૂ. ઈખ્લાસ અને બન્ને કુલ, આયતુલ કુર્સી અને કુલ યા અય્યુહલ કાફિરૂનની સાથે અને ત્યાર પછી કોઈ દુન્યવી વાત ન કરવામાં આવે.



# પ્રકરણ—૬

## દીનનો ઈલ્મ પ્રાપ્ત કરવાનું બયાન :

દીનનો ઈલ્મ મેળવવો પણ ઘણી મોટી ઈબાદત છે. એ જ ઈલ્મથી અલ્લાહ તઆલાની ઝાત અને સિફાત (ગુણો)ની ઓળખ થઈ શકે છે. અલ્લાહ તઆલાના હુકમોની જાણકારી મળે છે, ભલાઈ અને બુરાઈની વચ્ચે તમીઝ કાયમ કરવા અને દુનિયા તથા આખિરતનાં નફા—નુકસાનને સમજવાની લાયકાત પેદા થાય છે. આ મુબારક ઈલ્મ અલ્લાહની કિતાબ, નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નત અને હિદાયતનાં ઈમામોની કિતાબોના અભ્યાસથી પ્રાપ્ત થાય છે. ઈમામ ગઝાલી (રહ.)એ દીની ઉલૂમને ઘણી જ સુંદર રીતે પોતાની કિતાબોમાં સમાવી લીધા છે, તેમનો અભ્યાસ કરવો જોઈએ.

હા, એ વાતનો ખ્યાલ રાખવો જરૂરી છે કે તસવ્વુફ

(સૂફી–ઈઝમ, સંતવાદ)ની જે કિતાબોમાં તસવ્વુફની ગેહરી–ગુઢ અને મર્મો તથા રહસ્યોવાળી વાતો લખેલ હોય તેમને હાથ ન લગાડવો જોઈએ, એવા સામાન્ય બુદ્ધિથી પર ઉચ્ચ રહસ્યો ધરાવતા લખાણોથી સામાન્ય મુસ્લિમોને ફાયદો પહોંચવાને બદલે નુકસાન થાય છે.

## રિવાજી તસવ્વુફની ખોટી વાતો :

જેમ કે એવી વાતો શૈખ ઈબ્ને અરબી (રહ.) અને ઈમામ ગિઝાલી (રહ.)ની અમુક કિતાબોમાં દેખાય છે. શૈખ ઝરૂક (રહ.)એ પોતાની કિતાબ ''તાસીસુલ કવાઈદ''માં તસવ્વુફની એવી ઊંડી કિતાબોથી બચવાનો નિયમ લખ્યો છે. જો રસ હોય તો તેનો અભ્યાસ કરવામાં આવે. શૈખ પછી એક બુઝુર્ગ શૈખ અબ્દુલ કરીમ ગિલાની (રહ.) થયા છે, તેમની અમુક કિતાબો પણ એ જ પ્રકારની વાતોથી ભરેલી છે. આ તે જ કિતાબો છે, જેમનાં અભ્યાસથી અમુક લોકો બેદીન–અધર્મી બની ગયા. અલ્લાહ તઆલા એ આફતોથી સલામત રાખે, આમીન ! નાચીઝ અનુવાદક કહે છે કે, મોહતરમ લેખકે તસવ્વુફની રિવાજી કિતાબોનાં જે કમઝોર પાસાઓની તરફ ઈશારો કરીને તેમના અભ્યાસથી બચવા જે સૂચના આપી છે, તે ઘણી અગત્યની છે. ઉમ્મતના સુધારકોમાં હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફે સાની (રહ.) અને હઝરત ઈમામ


શાહ વલિય્યુલ્લાહ દહેલ્વી (રહ.)એ પણ રિવાજી તસવ્વુફને સુન્નતની પેરવી પ્રમાણે બનાવવા અને બિદઅતી સૂફીઓનાં સુન્નત વિરુદ્ધના કામો પર મુહક્કિકાના– સંશોધનાત્મક પરખ કરવામાં મહાન પ્રયાસો કર્યા છે.

એ જ રીતે જે લોકોએ રિવાજી તસવ્વુફની કમઝોર વાતોને લક્ષમાં લઈ સૂફિયાએ હકનાં કમાલો અને કારનામાઓને યોગ્ય સ્થાન દેવામાં આનાકાની કરી છે, એટલું જ નહિ, સામાન્ય મુસ્લિમોને સૂફિયાએ હકથી બદગુમાન કરવાનાં પ્રયાસો કર્યા છે તો તેમની આ વાત પણ બિલકુલ અયોગ્ય અને ખોટી છે.

ઈખ્લાસ–નિખાલસતા અને અદબ–વિવેકનું શિક્ષણ અને તરબિયત–કેળવણી જો કોઈ ઠેકાણે મળે છે તો દરેક સંજોગોમાં તે સૂફિયાએ હકની જ જમાઅત છે. હદીસ શરીફમાં એ જ ઈખ્લાસ તથા અદબને 'ઈહસાન'નાં શબ્દથી વર્ણવવામાં આવ્યો છે અને કુર્આને કરીમે તેના માટે 'તકવલ્કુલૂબ'–દિલની પરહેઝગારીનો શબ્દ વાપર્યો છે, જેનો અર્થ મુહદ્દિસ તથા મુફસ્સિર હઝરત શાહ અબ્દુલ કાદિર દહેલ્વી (રહ.)એ દિલોનો અદબ કહયો છે.



## ખાસ અને નક્કી ઝિક્ર અને વિર્દોની અસર :

અમુક ઝિક્ર ખાસ સમયમાં ખાસ સંખ્યામાં જરૂર અપનાવવાં જોઈએ અને તેના માટે જો રિવાજી તસ્બીહનો ઉપયોગ કરવામાં આવે તો કંઈ વાંધો નથી. ઝિક્રુલ્લાહની જે ફઝીલત–મહત્તા ઉપર વર્ણન થઈ છે તે ત્યારે જ પ્રાપ્ત થાય છે, જ્યારે તેની પાબંદી કરવામાં આવે અને દુનિયાના દરેક કામથી તેને આગળ રાખવામાં આવે. એ સૂરતમાં મા'મૂલી ઝિક્ર પણ દિલ અને ઝબાનમાં અસર પેદા કરી દે છે. ત્યાં સુધી કે ઝિક્ર કરનાર સર્વ ભૌતિક લઝઝતોને હલકી સમજવા લાગે છે અને છેવટમાં તે પોતાની હસ્તીને ગેરથી, અલ્લાહના સિવાયથી કિનારો કરીને હકને ઓળખવામાં ગુમ કરી આપે છે.

## એકાંતવાસ :

જે માણસ પાકીની સાથે કોઈ ખૂણામાં કિબ્લા તરફ મોં કરીને શારીરિક અવયવોને શાંત કરીને માથું નમાવે અને અલ્લાહ તઆલાનો ઝિક્ર કરે તો જરૂર પોતાનાં દિલમાં તે ઝિક્રની અસર જોશે. એ જ અમલ જો હંમેશ ચાલુ રાખશે તો તેના દિલ પર ગૈબી જગતથી અનવાર અને તજલ્લીઓ ઉતરવા લાગશે.



નાચીઝ ભાષ્યકાર અર્ઝ કરે છે કે, ઈસ્લામી શરીઅતમાં દુનિયા છોડીને ખૂણો પકડવાની તા'લીમ નથી દેવામાં આવી. અલબત્ત, રમઝાન શરીફમાં એ એ'તિકાફની શકલમાં અથવા હદીસ શરીફમાં આવે છે કે, ‘જે મુસલમાન અઝાનના પછી ફર્ઝ નમાઝની રાહ જોવા મસ્જિદમાં ચૂપચાપ બેસી જાય છે તો અલ્લાહ તઆલા તેને રમઝાનના એ'તિકાફનું સ્થાન આપે છે.’ તો આ રીતે સામાન્ય મુસ્લિમોનાં માટે દુનિયાના ધંધાઓથી પરવારીને થોડોક ટાઈમ અલ્લાહ તઆલા તરફ ધ્યાન ધરવાનાં માટે કાઢવો દિલને ગૈબી–અદશ્ય જગતથી જોડવાના માટે કાફી થઈ જાય છે.

## અમુક ખાસ ઝિક્ર :

અલ્લાહ તઆલાના મહબૂબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અમુક ઝિક્ર અને દુઆઓ ખાસ ટાઈમના માટે શિખવાડી છે, જેમનો હેતુ એ છે કે આ ખાસ ટાઈમોની બરકતો મેળવવામાં આવે અને તે સમયની ખરાબીઓ તથા શયતાની અસરોથી પોતાને મહફૂઝ–સલામત રાખવામાં આવે. તે થોડીક દુઆઓ અત્રે લખવામાં આવે છે. ઈમામ નવવી (રહ.)એ ‘કિતાબુલ અઝકાર’ લખી છે, વિગત માટે તેને જોવામાં આવે.



નમાઝ પછીની દુઆઓમાં સૌથી શ્રેષ્ઠ દુઆ આ છે : **''અલ્લાહુમ્મ અઈન્ની અલા ઝિક્રિ–ક વ શુક્રિ–ક વ હુસ્નિ ઈબાદતિક.''**

અર્થ : ''ઈલાહી ! પોતાના ઝિક્ર અને પોતાના શુક્ર અને સારી ઈબાદત કરવામાં મારી મદદ ફરમાવ.''

**33 વાર સુબ્હાનલ્લાહ, 33 વાર અલ્હમ્દુ લિલ્લાહ, 33 વાર અલ્લાહુ અકબર** અને એક વાર **લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરી–ક લહુ લહુલ મુલ્કુ વલહુલ હમ્દુ વહુ–વ અલા કુલ્લિ શયઈન કદીર''** પઢીને ૧૦૦ ની સંખ્યા પૂરી કરવામાં આવે અને છેલ્લી દુઆમાં **યુહ્યી વ યુમીતુ** વધારે કરીને સવાર અને સાંજ અને મગરિબની ફર્ઝ નમાઝો પછી તરત જ ૧૦, ૧૦ વાર પઢે. દરેક સવાર અને સાંજ **સુબ્હાનલ્લાહિ વ બિ હમ્દિહી** ૧૦૦ વાર અને **સુબ્હાનલ્લાહિ વલ હમ્દુ લિલ્લાહિ વલા ઈલા–હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર** ૧૦૦ વાર અને **લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરી–ક લહુ લહુલ્ મુલ્કુ વ–લહુલ હમ્દુ વહુ–વ અલા કુલ્લિ શયઈન્ કદીર** દરરોજ ૧૦૦ વાર પઢે.

## દુરૂદ શરીફની ફઝીલત :

દુરૂદ શરીફની ફઝીલત કુર્આન અને હદીસથી સાબિત છે. અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો છે કે રસૂલે મુહતરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર સલામ અને રહમત મોકલ્યા કરો. દુરૂદ શરીફની કષરત–વધારો એ રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નઝદીકીનો ઝરીઓ–સાધન છે અને દુરૂદ શરીફ ઝાતે રિસાલત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પહોંચવાવાળા ફૈઝ અને ઈરફાનનો રસ્તો છે. હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે :

''જે માનવી મારા ઉપર એક વાર દુરૂદ અને સલામ મોકલે છે, અલ્લાહ તઆલા તેના ઉપર ૧૦ વાર રહમતો ઉતારે છે.'' હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે, 'વધારે (પ્રમાણમાં) દુરૂદ શરીફ પઢવાવાળો મારી મુબારક મજલિસમાં મારાથી ઘણો નજદીક છે અને મને તે ઘણો પ્યારો છે.' દુરૂદ શરીફમાં સલાતની સાથે સલામનો શબ્દ પણ શામિલ થવો જોઈએ અને આપના મુબારક નામની સાથે આપણા સરદાર (સય્યિદના)નો શબ્દ પણ હોવો જોઈએ અને આપની આલને પણ દુરૂદ શરીફમાં શામિલ કરવી જોઈએ. વધારે

દુરૂદ શરીફ પઢવા માટે જુમ્આનો દિવસ તથા રાત ઘણી યોગ્ય છે. હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હિદાયત ફરમાવી છે કે, તે દિવસે ખૂબ દુરૂદ શરીફ પઢયા કરો. **રબ્બિ સલ્લિ વ સલ્લિમ અલા સય્યિદિના વ મવલાના મુહમ્મદિંવ્ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિંવ્ વ બારિક વ સલ્લિમ અલય્હિ અ–બ–દન અ–બ–દા.**

## સોચ-વિચારની ઈબાદત :

ઈમાન અને અમલના રસ્તામાં પ્રગતિ કરવા માટે સોચ–વિચાર પણ જરૂરી છે. કુરઆને કરીમે વારંવાર માનવીને સોચ–વિચાર કરવાની દા'વત આપી છે. જિંદગીના બીજા કામકાજની સાથે ફુરસદની બે–ચાર ઘડીઓ એવી પણ કાઢવી જોઈએ કે જેમાં દુનિયાની અજાયબીઓ પર મનન કરવામાં આવે અને એ કામના માટે ઉત્તમ સમય રાતની શાંતિનો છે. હદીસ શરીફમાં આવ્યું છે કે, એક ઘડીનું મનન એક વર્ષની ઈબાદતથી વધારે સારું છે.

હઝરત અલી (રદિ.) જેવા આલિમ અને આરિફ કબૂલ કરે છે કે, મનનથી ચઢિયાતી કોઈ ઈબાદત નથી. અમુક આરિફોનું કથન છે કે, સોચ–વિચાર દિલનો ચિરાગ


છે અને જયારે ચિરાગ ન હોય તો રોશની ક્યાં ? મનનનાં ઘણા મોકા છે. સર્વશ્રેષ્ઠ અને અસરકારક મોકો એ છે કે અલ્લાહ તઆલાએ પેદા કરેલ રોશન નમૂનાઓને જોવામાં આવે અને તેની સંપૂર્ણ કુદરતનાં ઝાહિરી અને બાતિની ચિહ્નો પર વિચાર કરવામાં આવે. **''વ ફિલ અર્દિ આયાતુલ લિલ મૂકીની-ન વ ફી અન્ફુસિકુમ અ-ફ-લા તુબ્સિરુન.''** (અઝ્ ઝારિયાત : ૨૧) ''અને જમીનમાં મોટી મોટી નિશાનીઓ છે યકીન કરવાવાળાઓના માટે અને ખુદ તમારી અંદર પણ. તો શું તમે જોતા નથી ?''

માનવીની હસ્તી એકલી જ અલ્લાહ તઆલાની પેદા કરવાની તથા કારીગરીનો મહાન પુરાવો છે. તેના જાહિરી અને બાતિની રૂપ તથા કમાલ પર જેટલો વિચાર કરવામાં આવે છે એટલું જ બનાવનારની ખૂબી અને કમાલે કુદરતનું યકીન વધારે થાય છે.

અલ્લાહ તઆલાએ માનવીનાં માટે જે અગણિત નેઅમતોને પેદા કરી છે અને જે જે ઈન્આમોથી તેને નવાજયો છે તેમના પર વિચાર કરવો, પોતાને નેઅમતો દેનાર અને ઉપકારક મવલાની મુહબ્બતથી દિલને આબાદ કરવું છે. **''ફઝ્કુરૂ આ-લા અલ્લાહિ લ-અલ્લકુમ તુફલિહૂન''** (અલ અઅ્રાફ :૬૯) ''અલ્લાહ તઆલાની નેઅમતોને યાદ કરો, જેથી તમે કામિયાબી મેળવો.''


**''વ ઈન તઉદ્દૂ નિઅ્મતલ્લાહિ લા તુહ્સૂહા.''** (અન્નહ્લ–૫૩) ''જો તમે અલ્લાહ તઆલાની નેઅમતોને ગણવા ચાહો તો તેમને ગણી નહિ શકો.'' **''વમા બિકુમ મિન નિઅ્મતિન ફમિનલ્લાહ.''** (અન્નહ્લ–૫૩) ''દરેક નેઅમત અલ્લાહ તઆલાના તરફથી છે.'' આ મનનથી માણસમાં શુક્ર કરવાનો જઝબો–લાગણી પેદા થાય છે.

ખુદા તઆલાના જાણકાર અને જોવાવાળા હોવાનાં ઉપર વિચાર કરવામાં આવે. તે ગૈબ અને શહાદતનો–દેખાતી અને અદશ્ય વસ્તુઓનો જાણકાર છે. આખા જગતના દરેક કણનો તેને સંપૂર્ણ ઈલ્મ રહે છે, અંધારામાં ચાલવાવાળી એક કીડી પણ તે જ પ્રમાણે તેની સામે છે, જે પ્રમાણે દિવસના અજવાળામાં ચાલનાર હાથી અને ઊંટ તેની સામે છે.

**''વ હુ–વ મ–અ–કુમ અય્ન મા કુન્તુમ વલ્લાહુ બિમા તઅ્મલૂ–ન બસીર''** (અલ હદીદ–૪) ''અને તે ખુદા તમારી સાથે છે તમે જ્યાં પણ હોવ અને તે તમારા કામોને જુએ છે.'' આ મનનનું પરિણામ એ આવશે કે માણસ દરેક ઠેકાણે અને દરેક સમયે અલ્લાહ તઆલાથી ડરતો રહેશે અને દરેક હાલમાં તેની નાફરમાની કરતાં પોતે શરમ અનુભવશે.



માનવીએ પોતાની પેદાઈશનાં મકસદ–ધ્યેય પર પણ વિચાર કરવો જરૂરી છે : "**વમા ખલક્તુલ્ જિન્ન વલ્ ઈન્સ ઈલ્લા લિ યઅ્બુદૂ–ન.**" (અઝ ઝારિયાત–૫૬) "અને અમે માનવીઓ તથા જિન્નાતોને ફક્ત પોતાની ઈબાદત–બંદગીના માટે જ બનાવ્યા છે." અર્થાત્ એટલા માટે બનાવ્યા છે કે તેઓ પૂરી જિંદગી મારી હિદાયતો–સૂચનાઓ પ્રમાણે ગુજારે. અલ્લાહ તઆલાએ ખાવા–પીવા, પહેરવા અને વંશ વધારવાની બધી સહૂલતો માનવીને આપી અને ફિતરત–પ્રકૃતિનાં તકાદાઓ પૂરા કરવાની સંપૂર્ણ આઝાદી આપી, પરંતુ આ સર્વ કામોનાં માટે એક નિયમ નિકાહ આપી દીધો, જે માનવીને સભ્યતાના વર્તુળમાં રાખે છે. એ જ ઈબાદતનું અર્થઘટન છે : "**યા અય્યુહલ્ ઈન્સા–નુ મા ગર્ર–ક બિ રબ્બિકલ્ કરીમ.**" (ઈન્ફિતાર–૬) "હે ઈન્સાન ! કઈ વસ્તુએ તને પોતાના એહસાન કરવાવાળા પરવરદિગારથી બેનિયાઝ કરી દીધો." "**યા અય્યુહલ ઈન્સાનુ ઈન્ન–ક કાદિહુન ઈલા રબ્બિ–ક કદ્હન્ ફ મુલાકીહિ.**" (ઈન્શિકાક–૬) હે ઈન્સાન ! તું પોતાના પરવરદિગારની તરફ પહોંચવામાં સખ્ત કોશિશ કરી રહયો છે તો તું તેની પાસે પહોંચી જશે.

જીવનનું દરેક પગલું મહેનત અને કોશિશની સાથે ઉઠે છે. સારું હોય અથવા ખરાબ, મહેનતથી કોઈને છુટકારો



નથી અને આ રીતે કોશિશ અને મહેનત કરતાં કરતાં માનવી એક દિવસ મોતની મંઝિલથી પસાર થઈને પોતાના માલિકની પાસે પહોંચી જશે. જ્યારે મહેનત અને કોશિશ કરવાની જ છે તો પછી અલ્લાહ તઆલાની રઝામંદીની સાથે કરવામાં કેમ ન આવે, જેથી તેની પાસે ઈઝઝત મળે ?

આ વાત પણ વિચારવા લાયક છે કે માણસનું જીવન ખલાસ થનાર છે. એ એક ટૂંકી મુહલત—મહેલત છે, જેમાં માણસને સારી અને ખરાબ લાયકાતની પરીક્ષા દેવાની છે. **''કઝાલિ-ક યુબય્યિનુલ્લાહુ લકુમુલ આયાતિ લ અલ્લકુમ ત-ત ફક્કરૂ-ન ફિદ્ દુન્યા વલ આખિર-તિ.''** (અલ બકરહ—૨૧૯) ''અલ્લાહ તઆલા એ જ રીતે તમને પોતાની નિશાનીઓ દેખાડી રહયો છે, જેથી તમે વિચાર કરો દુનિયાની (ફાની—ખલાસ થનાર) જિંદગી પર અને આખિરતની (બાકી રહેનાર) જિંદગી પર.'' **''બલ તુઅ્ષિરુનલ્ હયાતદ્ દુન્યા વલ્ આખિરતુ ખય્રુંવ્ વ અબ્કા''** (તાહા—૭૪) તમે દુનિયાનું જીવન પસંદ કરો છો, હાલાં કે આખિરતનું જીવન વધુ સારું અને હંમેશા રહેનાર છે. **''વ ઈનદ્દારલ્ આખિર-ત લહિયલ્ હય્વાનુ લવ્ કાનુ યઅ્લમૂ-ન.''** (અલ અન્કબૂત—૬૪) અને આખિરતનું ઘર જ હકીકી જિંદગીનું ઘર છે. એ કાશ ! તમે આ વાતને જાણત.



દુન્યવી જીવનની દરેક ઘડી ફના–ખલાસ થનારી છે. દરેક ઘડી ઝવાલને કબૂલ કરનારી છે. દરેક શક્તિ ઘટી રહી છે. મોત અને ફનાનો સંદેશ આપી રહી છે, પરંતુ માણસ ગાફિલ–પ્રમાદી છે. કામચલાઉ એશ–આરામમાં આંધળો અને બહેરો બન્યો છે, દોલત અને ખૂશહાલીનાં સાધનોએ તેને ગફલતો–પ્રમાદોનાં અંધારાઓમાં ગુમ કર્યો છે. જો તે વિચારી લે કે મોતનો બેરહેમ હાથ તેના શરીર અને જીવનો સંબંધ કાપીને તેને ખાલી હાથ આખિરતનાં ઘરે પહોંચાડી આપશે તો તે વખતે તેનો કોણ દોસ્ત અને સહાયક થશે ?

તે દુનિયા ફક્ત અમલોથી બનશે. સારા કામોથી રાહતનું રહેઠાણ બની જશે અને ખરાબ કામોથી દોઝખની ભડભડતી ભટ્ટી થઈ જશે. મરતી વખતે માણસ તમન્ના કરશે કે મને દુનિયાની જિંદગી તરફ પાછો મોકલી દેવામાં આવે, જેથી ફરી લાપરવાહીની જિંદગી ન ગુઝારું, પરંતુ તે વખતની તમન્ના રદ કરી દેવામાં આવશે. **''રબ્બિર્ જિઉની લઅલ્લી અઅ્મલુ સાલિહન્ ફીમા તરકતુ કલ્લા ઈન્નહા કલિમતુન હુ-વ કાઈલુહા વમિંવ્ વરાઈહીમ બરઝખુન ઈલા યવ્મિ યુબ્અસૂન.''** (અલ મુઅમિનૂન–૧૦૦) ''હે ખુદા ! મને દુનિયાની તરફ પાછો મોકલી દે, જેથી હું છોડેલ દુનિયામાં સારા અમલ કરું.



બિલકુલ નહિ, એ એક બોલ છે, જે તે બોલી રહયો હશે અને તેની પાછળ બરઝખની દુનિયા હશે જયાં તે આખિરતના દિવસે ઉઠતાં સુધી રહેશે.''

દરેક માનવીએ આ વાત પર પણ વિચાર કરવો જોઈએ કે, હક તઆલાએ પોતાના પાક કલામમાં પોતાના પ્યારા બંદાઓની સિફતો (ગુણો) અને તેમની ખૂબીઓ શું શું વર્ણવેલી છે અને ગુમરાહ (હિદાયતનાં રસ્તેથી ભટકેલ) બંદાઓના હાલમાં શું ફરમાવ્યું છે : **''ઈન્નલ અબ્રા–ર લફી નઈમિંવ્ વ ઈન્નલ ફુજજા–ર લફી જહીમ.''** (ઈન્ફિતાર–૧૪) અર્થ : ''સારા લોકો નેઅમતની જગ્યામાં હશે અને નાફરમાન લોકો દોઝખમાં હશે.'' નેક લોકોની સિફત શું છે ? **''ફ અમ્મા મન અઅ્તા વત્તકા વ સદ્–દ–ક બિલ્હુસ્ના ફ–સ નુયસ્સિરુહુ લિલ્ યુસ્રા વ અમ્મા મમ્ બખિ–લ વસ્તગ્ના વ કઝ્ઝ–બ બિલ્ હુસ્ના ફ–સ–નુયસ્સિરુહૂ લિલ ઉસ્રા.''** (અલ લય્લ–૧૫) અર્થ : ''તો જે માણસે માલ ખર્ચ કર્યો અને તકવાને અપનાવ્યો અને સારી વાતને સાચી માની તો અમે તેને સહૂલતનાં તરફ લઈ જઈશું અને જે માણસે કંજૂસી અપનાવી અને બેપરવા થઈ ગયો અને સારી વાતને ન માની તો અમે તેને તંગીના તરફ પહોંચાડી દઈશું.''

આ પાક આયતમાં ઘણી ખૂબીની સાથે થોડાક ટૂંકા

શબ્દોમાં કુફ્ર અને ઈસ્લામના ગુણો વર્ણવી દેવામાં આવ્યા છે.

તકવો જેનો અર્થ પરહેઝગારી, બચવું, ઈહ્તિયાત–સાવચેતી કરવામાં આવે છે. સર્વે દીની અને અખ્લાકી–નૈતિક ભલાઈઓની જડ છે, તેની જીદ (વિપરિત શબ્દ) ઈસ્તિગ્ના છે. જેનો અર્થ બેપરવાઈ છે, જે સર્વે ગુનાહોની જડ છે. **''કલ્લા ઈન્નલ ઈન્સા–ન લ યત્ગા અર્રઆહુસ્તગ્ના.''** (અલ અલક–૭) ''ખબરદાર ! માનવી બાગી થઈ જાય છે, જયારે પોતે પોતાને બેનિયાઝ જુએ છે.''

સૂરએ મુઅમિનૂનની શરૂની ૯ આયતોમાં ફલાહ અને કામિયાબી મેળવનારા ખુશનસીબ બંદાઓના આ ગુણો વર્ણવવામાં આવ્યા છે : નમ્રતાથી નમાઝ પઢવાવાળા, બેહુદા અને નકામી વાતોથી છેટા રહેવાવાળા, ઝકાત દેવાવાળા, શર્મગાહો–ગુપ્તાંગોની હિફાઝત કરવાવાળા, અમાનત અને વાયદાનો ખ્યાલ રાખવાવાળા.

સૂરએ તવબાની ૬૭ મી આયતમાં મુનાફિક પુરુષો અને સ્ત્રીઓનાં આ ગુણ વર્ણવવામાં આવ્યાં છે : બુરાઈનું આમંત્રણ આપે છે, કંજૂસાઈ કરે છે, નેકીઓથી રોકે છે અને ગફલત–પ્રમાદનાં શિકાર રહે છે. આ આયતો પર

મનન કરવાથી માનવીમાં ભલાઈઓનો શોખ પેદા થશે અને બુરાઈઓથી નફરત–ઘૃણાની લાગણી ઉત્પન્ન થશે.

## નેક સ્ત્રીઓના ગુણો :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર બીબીઓમાંથી એક માનવંત ખાતૂને કહયું : ખુદા તઆલા ફક્ત પુરુષોને માટે હુકમો ઉતારે છે, સ્ત્રીઓને સંબોધન (કેમ) નથી કરતો. એના પર અલ્લાહ તબારક વ તઆલાએ ફરમાવ્યું : **''મન્ અમિ–લ સાલિહમ્ મિન ઝ–ક–રિંવ્ વ ઉન્સા વ હુ–વ મુઅમિનૂન ફ–લ–નુહ્યિ યનન્હુ હયાતન્ તય્યિબતંવ્ વ–લ નજ્ ઝિયન્નહુમ અજ્રહુમ્ બિ અહ્સનિ મા કાનૂ યઅ્મલૂ–ન.''** (અન્નહલ–૯૭) અર્થ : જે માણસ સારો અમલ કરશે તે (ચાહે) પુરુષ હોય કે સ્ત્રી, શરત એ છે કે તે ઈમાનવાળો પણ હોય તો અમે તેને પાકીઝા જીવન આપીશું અને તેમને આખિરતમાં ઘણો સારો બદલો આપીશું.

મુઅમિન પુરુષ અને મુઅમિન સ્ત્રીનાં માટે પાકીઝહ જિંદગીનો વાયદો કરવામાં આવી રહયો છે. પાકીઝહ જીવનનો એ વાયદો દુનિયામાં પણ પૂરો થશે અને આખિરતમાં પણ. તફસીર–ભાષ્ય કરનાર આલિમોએ બન્ને મતલબ બયાન કર્યા છે, પરંતુ પાક આયતનો ક્રમ

એ બતાવી રહયો છે કે, પાકીઝા જિંદગી દુનિયાથી સંબંધ રાખે છે, કારણ કે આખિરતનું વર્ણન આગલી આયતમાં અલગ રીતે કરવામાં આવ્યું છે.

હવે મતલબ એ થશે કે, ઈમાન અને નેક અમલનાં કારણથી એક મુસલમાનની દુનિયાની જિંદગી દરેક પ્રકારની પાકીઝગી (ઝાહિરી શરીર અને કપડાની પાકીઝગી, અખ્લાક અને રૂહાનિય્યતની, બાતિની પાકીઝગી)થી સુશોભિત થઈ જાય છે. જો એવું ન દેખાય તો સમજવું જોઈએ કે ઈમાન અને અમલ કમઝોર છે.

સૂરએ અહઝાબ આયત–૩૫ માં નેક પુરુષો અને સ્ત્રીઓના ભેગા ગુણો આ વર્ણવવામાં આવ્યાં છે :

(૧) ફરમાંબરદાર પુરુષ અને સ્ત્રીઓ (૨) ઈમાન–વાળા પુરુષ અને સ્ત્રીઓ (૩) બંદગી કરનાર પુરુષ અને સ્ત્રીઓ (૪) સત્ય બોલનાર પુરુષ અને સ્ત્રીઓ (૫) સબ્ર અને સહનશીલતાથી કામ લેતા પુરુષ અને સ્ત્રીઓ (૬) નમ્રતા અપનાવતા પુરુષ અને સ્ત્રીઓ (૭) ખેર, ખેરાત કરતા પુરુષ અને સ્ત્રીઓ (૮) અલ્લાહ તઆલાની ઘણી જ યાદ કરતા પુરુષ અને સ્ત્રીઓ. આ જ લોકો છે જેમના માટે ખુદાવંદે આલમે બખ્શિશ, કરમ અને ઉત્તમ બદલો તૈયાર કરી રાખ્યો છે. આ દસ ગુણ છે, જેમાં ઈબાદત અને

અખ્લાક તથા દીન અને દિયાનતદારીની સર્વશ્રેષ્ઠ આદતો ભેગી કરી દેવામાં આવી છે.

એક હદીસ શરીફમાં નેક સ્ત્રીને દુનિયાની સર્વશ્રેષ્ઠ મૂડી કહેવામાં આવી છે. એક પ્રસંગે કોઈએ પ્રશ્ન કર્યો : હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! સર્વશ્રેષ્ઠ સ્ત્રી કોણ છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જ્યારે ખાવિન્દ તેના તરફ જુએ તો તેને ખુશ કરી આપે અને તે ઘરથી બહાર જાય તો તેની હિફાઝત કરે, 'ખુશ કરી આપે' એટલે તે સારા અખ્લાક–ચારિત્ર્યની હોય, શુક્રગુઝાર અને સંતોષી હોય, હર હાલમાં ખુશ રહેતી હોય, ત્યારે જ તે પોતાના ખાવિન્દને ખુશ રાખી શકે છે. બીજું, જ્યારે તે કોઈ કામ માટે કહે તો તે પર અમલ કરે. ત્રીજું, જ્યારે ખાવિન્દ કામકાજ માટે ઘરેથી બહાર જાય તો તેના માલ–અસબાબની હિફાઝત કરે, બચ્ચાઓના શિક્ષણ અને તરબિયત–કેળવણીનો ખ્યાલ રાખે અને પોતાની આબરૂનું રક્ષણ કરે તે સર્વશ્રેષ્ઠ સ્ત્રી છે. મુસ્લિમ સ્ત્રીઓને જોઈએ કે તે આ ગુણો પર વારંવાર વિચાર કરે અને પોતાનામાં તેમને પેદા કરવાના પ્રયાસ કરે.

ઈસ્લામી શરીઅતે સ્ત્રીઓને સામૂહિક જવાબદારીઓનાં ભારથી મોટા ભાગે મુક્ત રાખી છે. તેમના પર જુમ્આ અને જમાઅતમાં શિર્કત–ભાગ લેવો જરૂરી નથી.

બયતુલ્લાહની હજની અદાયગી પણ ત્યારે જ જરૂરી છે જયારે કોઈ મહરમ (જે પુરુષ સાથે નિકાહ હરામ હોય) સાથે હોય. ઈસ્લામમાં સ્ત્રીને હુકૂમત કરવાની જવાબદારીથી બાકાત રાખવામાં આવી છે, કારણ કે ઘર અને સમાજની સેવાઓનું મેદાન એટલું વિશાળ છે કે જો સ્ત્રી એ સેવાઓને પૂરી કરવામાં લાગી જાય તો તેને બીજા કામોનો સમય નથી મળી શકતો અને એ રીતે સામૂહિક જીવનનો અડધો ભાગ સ્ત્રીઓ મારફતે સુધરી જાય અને અડધા ભાગની જવાબદારી પુરુષો પર રહે.

એક હદીસ શરીફમાં ફરમાવવામાં આવ્યું છે : ‘‘મેં પોતાના પછી પુરુષોનાં માટે સ્ત્રીઓથી મોટો કોઈ ફિત્નો–આઝમાઈશ નથી છોડયો.’’ (ઈબ્ને કસીર ભાગ–૧, પેજ–૩૫૧) રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની ઉમ્મતને ખબરદાર કરી દીધી કે જો સ્ત્રીઓને તેમની જવાબદારીઓ સુધી સીમિત ન કરવામાં આવી અને તેમને પુરુષોનાં બરાબર આઝાદી આપવામાં આવી અને સ્ત્રીઓ અને પુરુષોની વચ્ચે કશી રોકટોક વિના હળવું–મળવું શરૂ થઈ ગયું તો સ્ત્રીની હસ્તી મારી ઉમ્મતના માટે સૌથી મોટો ખતરો પુરવાર થશે.



## પ્રકરણ—૭

### નેકીઓમાં આગળ વધવું :

નેકીઓમાં આગળ વધવા અને પાબંદીથી દરેક ફર્ઝને અદા કરવાની સંપૂર્ણ શાન હઝરાતે અમ્બિયા અલયહિમુસ્સલામ અને અવલિયાએ કિરામમાં દેખાય છે. એ હઝરાત શરૂથી છેવટ સુધી બન્ને હાલતોમાં કમાલે બંદગી પર કાયમ રહે છે, કારણ એનું એ છે કે એ હઝરાતમાં ખુદાપાકની ઓળખ અને પોતાની હકીકતનો ઈલ્મ—જાણકારી સૌથી વધુ હોય છે. એટલા માટે જ તેમની અંદર અલ્લાહપાકની મુહબ્બત વધુ હોય છે. મુહબ્બત—મઅરિફતના તાબે હોય છે. બંદો જેટલો વધારે આરિફ—ઓળખનાર હશે તેટલો જ ઈબાદતગુઝાર અને મુહબ્બત કરનાર હશે.

નાચીઝ વિવરણકાર કહે છે કે અમુક ગુમરાહ સૂફીઓનો એ ખ્યાલ છે કે બંદો જ્યારે મઅરિફતનો કમાલ

પ્રાપ્ત કરી લે છે, ત્યારે તેને ઈબાદતની જરૂરત બાકી નથી રહેતી. લેખક (રહ.)એ ઉપર જે કાંઈ કહયું છે, હકીકતમાં તે એ જ ખોટા ખ્યાલનો રદિયો છે. ''**વઅ્બુદ રબ્બ-ક હત્તા યઅ્તિ-યકલ્ યકીન**'' (અલ હજર-૯૯) હે રસૂલ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમે પોતાના પરવરદિગારની બંદગી કરતા રહો, ત્યાં સુધી કે મૌત આવી જાય.'' યકીનથી મુરાદ મોત છે. કુરઆન શરીફમાં મોતનું એક નામ યકીન પણ આવ્યું છે. આ હુકમ રસૂલોના સરતાજ અવલિયા અને સાલિહીનનાં ઈમામ અને પેશવા, હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આપવામાં આવી રહયો છે તો પછી બીજાઓની શી હકીકત છે ?

# પ્રકરણ—૮

## સુન્નત તથા બિદઅત :

પ્રત્યેક મુઅમિન પર અલ્લાહની કિતાબ અને નબવી સુન્નતનું અનુકરણ અનિવાર્ય છે. એ રસ્તો નજાત—મુક્તિનો રસ્તો છે, સલામતીનો રસ્તો છે. કુરઆને કરીમ હુકમ આપી રહયું છે : **''યા અય્યુહલ્લઝી–ન આ–મનૂ અતીઉલ્લા–હ વ અતીઉર્રસૂ–લ વ ઉલિલ અમ્રિ મિન્કુમ ફઈન તનાઝઅ્તુમ્ ફી શય્ઈન્ ફરુદ્દૂહુ ઈલલ્લાહિ વર્રસૂલિ.''** (અન્નિસા–૮૩)

**તરજુમો** : હે ઈમાનવાળાઓ ! તાબેદારી કરો અલ્લાહની અને તાબેદારી કરો રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અને તે લોકોની જે તમારામાંથી તમારા અમીર હોય. ફરી જો કોઈ વાતમાં મતભેદ જાગે તો તેને અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તરફ રજૂ કરો.

આયતમાં અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી જુદા જુદા વાક્યમાં વર્ણવવામાં આવી છે, કારણ કે એ બન્ને ઈતાઅતો–તાબેદારીઓ પોત પોતાની જગ્યાએ સ્વતંત્ર છે અને સમયના અમીરો–હાકિમોની તાબેદારી આ શર્તને આધિન છે કે જો તે અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તા'લીમ પ્રમાણે છે ત્યારે તો જરૂરી છે અને જો અમીરનો હુકમ–આજ્ઞા શરીઅતની વિરુદ્ધ છે તો તે રદ–બાતલ કરી દેવાનાં લાયક છે. હદીસ શરીફમાં આવ્યું છે કે, ''દીનમાં પ્રત્યેક નવી વાત બિદઅત છે અને પ્રત્યેક બિદઅત ગુમરાહી છે.''

## બિદઅતનાં પ્રકાર અને તેના હુકમો :

બિદઅતના બે પ્રકાર છે : 'બિદઅતે હસનહ'–આ તે નવી વાત છે, જેને દીનનાં ઈમામોએ કુરઆન શરીફ અને હદીસ શરીફની રોશનીમાં કોઈક દીની જરૂરતને લઈ ચાલુ કરેલી હોય. જે રીતે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ કુરઆને કરીમને કિતાબના રૂપમાં જમા–ભેગું ફરમાવ્યું અને હઝરત ઉમર ફારૂક (રદિ.)એ અદાલત–કૉર્ટ અને મુન્સફીની વ્યવસ્થા કાયમ કરી અને તરાવીહની વીસ રકા'ત નક્કી કરીને તેને જમાઅતની સાથે ચાલુ કરી

અને હઝરત ઉસ્માન ગની (રદિ.)એ કુરઆને કરીમની સૂરતોની વચ્ચે લવ્હે મહફૂઝ પ્રમાણે ક્રમ કાયમ કર્યો અને એ રીતે એક સહીહ–દુરુસ્ત અને વ્યવસ્થિત કુરઆન ઉમ્મતની સામે રજૂ કર્યું અને જુમ્અહના દિવસે પહેલી અઝાન શરૂ કરી અને હઝરત અલી (રદિ.) અને બીજા ખલીફાઓએ બાગીઓ (વિદ્રોહીઓ) વિશે હુકમો જારી કર્યા.

બીજો પ્રકાર 'બિદઅતે સય્યિઅહ' છે. આ તે બિદઅત છે જે અલ્લાહની કિતાબ, નબવી સુન્નત અને ઉમ્મતના ઈજમાઅ (સર્વસંમત મત)ની વિરુદ્ધ ચાલુ કરવામાં આવી હોય. આ બિદઅત ગુમરાહ ફિર્કાઓના બુનિયાદી સિદ્ધાંતોમાં મોટા ભાગે અને પેટા ભાગના પ્રશ્નોમાં અમુક અંશે જોવા મળે છે. ઉમ્મતના ઝાહિદો અને ઈસ્લામના મશાઈખે ઝુહદ (દુનિયાથી બેરગબતી) અને વરઅ (પરહેઝગારી)નાં લિહાઝથી અમુક હલાલ વસ્તુઓ જેવી રીતે કીંમતી પોશાક, ઉમદા વાનગીઓ, એશ–આરામ અને શણગારનાં સામાનને બિદઅતે સય્યિઅહ કહ્યું છે. આ તકવા–પરહેઝગારીના ઉચ્ચ મિઅયાર–ધોરણની વાત છે.

(ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ બિદઅતે હસનહને સુન્નતે રસૂલમાં જ શામિલ



કરેલી છે, કારણ કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે, ‘‘**અલયકુમ બિસુન્નતી વ સુન્નતિલ ખુલફાઈર્રાશિદીન**—મારા તરીકા અને ખુલફાએ રાશિદીનના તરીકાને અપનાવજો.’’ તો જે વાતો ખુલફાએ રાશિદીને ચાલુ કરી, વાસ્તવમાં તે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સૂચના પ્રમાણે કબૂલ કરવા માટે જરૂરી ઠરી અને તેમનાં પર અમલ કરવો, જાણે સુન્નતે રસૂલ પર જ અમલ કરવા સમાન છે.)

એ જ રીતે તે હલાલ વસ્તુઓ જે સભ્ય જીવનમાં સમય અને સંજોગોના બદલાવાથી પેદા થાય છે અને તે કિતાબ અને સુન્નતની હિદાયતની વિરુદ્ધ નથી હોતી તેમના ઉપર પણ બિદઅતનો શબ્દ નથી વાપરી શકાતો. હઝરત મુજદ્દિદ (રહ.) ફક્ત બિદઅતે સય્યિઅહને બિદઅત ઠેરવે છે અને ફરમાવે છે—‘‘આ જ તે બિદઅત છે, જેના વિશે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું છે, ‘‘જ્યારે મારી ઉમ્મતમાં કોઈ બિદઅત ચાલુ થશે, તો તેમાંથી મારી સુન્નત ઉઠાવી લેવામાં આવશે.’’ નાચીઝે ‘મુજદ્દિદ સા. ઔર ઈત્તિબાએ સુન્નત’ના શિર્ષકથી જે કિતાબ લખી છે, તેમાં આ વિષય પર સંતોષકારક ચર્ચા કરવામાં આવી છે.’’



## શરીઅતની વિરુદ્ધ પીરોની સાથે અકીદત રાખવી :

તે માણસ જે સુન્નતનાં અનુકરણનો પાબંદ ન હોય અને વલી–કુતુબ હોવાનો દા'વો કરે તેના તરફ ધ્યાન ન આપવું જોઈએ. ચાહે પછી તે હવામાં ઉડતો હોય અને પાણી પર ચાલતો દેખાય, કારણ કે આ પ્રકારના અચંબાજનક બનાવો શયતાન, જાદુગર અને જ્યોતિષી લોકોથી પણ પ્રગટ થાય છે અને એ પ્રકારની અજાયબીઓ ઈસ્તિદરાજ એટલે કે ઢીલ દેવી અને હાથચાલાકીમાં શામિલ છે. તેમને અવલિયાની કરામતમાં દાખલ નથી કરી શકતા. વિલાયત અને રૂહાની–આધ્યાત્મિક દરજજા ફક્ત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી અને ગુલામીથી જ પ્રાપ્ત થઈ શકે છે. જ્યાં રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી ન હોય ત્યાં કોઈ જાઈઝ કમાલની આશા ન રાખવી જોઈએ.

આ મદારી પ્રકારના રિયાકાર–ડોળ, ઢોંગ કરનાર લોકો ઉમ્મતના અભણ પુરુષો અને સ્ત્રીઓને મૂર્ખ બનાવે છે. જે મુસલમાનોને ખુદા પાકે ઈલ્મ અને યકીનનું નૂર અર્પણ કર્યું છે તે આ મદારીઓથી સલામત રહે છે. હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) એક માણસની ખ્યાતિ


સાંભળીને તેનાથી મુલાકાત કરવા ગયા અને તેની વાટ જોઈને મસ્જિદમાં બેસી રહયા. તે માણસ હુજરાથી બહાર નીકળ્યો અને તેણે છીંક ખાઈને મસ્જિદની ભીંતથી નાક લૂંછી લીધું. શેખ બાયઝીદ આ હાલત જોઈને તેને મળ્યા વગર પાછા ચાલ્યા ગયા. લોકોએ કારણ પૂછયું તો આપે ફરમાવ્યું, મેં એ માણસની ઘણી ખ્યાતિ સાંભળી હતી, પરંતુ મેં જોયું કે એ માણસ તો શરીઅતના આદાબ–વિવેકથી પણ અજાણ છે, ફરી તેની પાસે તરીકતનાં આદાબ તો ક્યાંથી હશે ? અલ્લાહ તઆલા તે માનવીને પોતાના રહસ્યોનો જાણભેદુ નથી બનાવતા, જે તેની શરીઅતના આદાબની હિફાઝત– જાળવણી નથી કરી શકતો.

હઝરત જુનૈદ બગદાદી (રહ.) ફરમાવે છે : ‘‘ઈલાહી મુહબ્બતનો કોઈ રસ્તો નથી, સિવાય ખુદાના મહબૂબ– પ્રિય સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારીનાં.’’ હઝરત સહલ ઈબ્ને અબ્દુલ્લાહ (રહ.) ફરમાવે છે : અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ મદદગાર અને કાર્યસાધક નથી અને રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વગર બીજો કોઈ માર્ગદર્શક નથી અને પરહેઝગારી–તકવાથી શ્રેષ્ઠ બીજો કોઈ આખિરતનો તોશો–ભાથું નથી અને સબ્રથી વધીને બીજો કોઈ નેક અમલ નથી.



નાચીઝ વિવરણકાર કહે છે કે, લેખક અલ્લામા શેખ અફીફુદ્દીન (રહ.)એ આજથી સેંકડો વર્ષ પહેલાં મદારી પ્રકારના કહેવાતા સૂફીઓથી ઉમ્મતના ભોળાભાળા પુરુષો અને સ્ત્રીઓને ચેતવ્યા હતા અને શેખની શિખામણ ચાલુ જમાનામાં હિંદના મુસ્લિમોનાં માટે પણ એટલી જ અગત્યની છે કે જો હિંદી મુસ્લિમો આંખો ખોલીને નહિ ચાલે તો તેમનું દીની—ધાર્મિક ભવિષ્ય સંકટમાં મૂકાઈ જશે. અલ્લાહ તઆલા બચાવે, આમીન !

આ દેશના ખમીરમાં શિર્ક તથા વહેમ પરસ્તી રચી છે. અત્રે મોટામાં મોટા ભણેલ—ગણેલ માણસને જોવામાં આવે છે તો તે પણ વહેમપરસ્તીમાં જકડાયેલો દેખાય છે. ભૂતકાળમાં આ દેશ પર જોગીઓનો પ્રભાવ હતો જે જંતર—મંતરના કમાલ દેખાડીને પ્રજાને પોતાની જાળમાં ફસાવતા હતા. આપણા ચિશ્તી બુઝુર્ગો હઝરત ખ્વાજા અજમેરી (રહ.) તથા હઝરત નાગોરી (રહ.) વિગેરેએ એ જોગીઓનાં કમાલોને પોતાની સાચી રૂહાનિયત મારફતે હાર આપી અને હિંદની સરઝમીન પર વહદાનિયતનો ઝંડો બુલંદ કર્યો, પરંતુ ઘણા દુઃખ સાથે આ વાત કહેવી પડે છે કે એ બુઝુર્ગોના નામ લેનાર જીન, ભૂત, પ્રેત, જાદૂ અને તા'વીઝ ગંદાનો વેપાર માંડીને ગામે ગામ બેસી ગયા છે અને મુશરિક પુરુષ—સ્ત્રીઓની સાથે

સાથે અભણ મુસલમાનોને પણ મૂર્ખ બનાવી રહયા છે.

આપણા નેક તબીયત બુઝુર્ગોએ તા'વીઝ અને નકશનું કામ ખિદમત અર્થે કર્યું, જેથી ઈસ્લામની રૂહાનિયતની માન્યતા પ્રજામાં ફેલાય અને આ રીતે ઈસ્લામનો પ્રચાર થાય, પરંતુ આ ગંદા વેચનાર વર્ગ એનાથી મુરદાર દુનિયા મેળવી રહયો છે અને રોજ પેપરોમાં એ લોકોની હાથચાલાકી અને બુરા અખ્લાકનાં બનાવો પ્રગટ થતા રહે છે અને એથી ઈસ્લામની રૂહાની અને અખ્લાકી–નૈતિક મહત્તાને નુકસાન થઈ રહયું છે. શું આપણા ઉલમાએ કિરામ અને મુબલ્લિગો તથા સૂફીયાએ હક આ ફિત્નાને ઉખેડી ફેંકવા માટે ઊભા થશે ? **''અલય્સ મિન્કુમ રજુલુર્રશીદ.''**

**'બુતાને શુઉબો કબાઈલકો તોડ,**
**રૂસૂમે કુહનકે સલાસિલકો તોડ,**
**યેહી દીને મુહકમ યેહી ફત્હે બાબ,**
**કે દુન્યામેં તવહીદ હો બે–હિજાબ.'**

## હકવાળાઓથી સંબંધ રહેવો જોઈએ :

પ્રત્યેક મુસલમાન એટલી લાયકાત નથી ધરાવતો કે તે સીધો–ડાયરેકટ કુરઆન અને હદીસથી લાભ ઉઠાવી

શકે. એ કામ મજબૂત ઈલ્મવાળાઓનું છે. સામાન્ય મુસ્લિમોનું કામ તો આ છે કે તે ઉલમાએ હકથી સંબંધ રાખે અને તેમનાથી માર્ગદર્શન મેળવે. કુરઆને કરીમની હિદાયત છે : ''**ફસ્અલુ અહલઝ્ ઝિક્રી ઈન કુન્તુમ લા તઅ્લમૂન**–જો તમે કોઈ વાતને નથી જાણતા તો જાણકારોને પૂછતા રહો.'' (નહલ–૪૩) 'અહલે ઝિક્ર'–ઝિક્રવાળા લોકો કોણ છે ? કુરઆને કરીમે અત્રે 'અહલે ઈલ્મ'–ઈલ્મવાળા નથી કહયું, ઝિક્રવાળા કહયું છે અને આ બતાવ્યું છે કે, એ લોકોથી દીનના મામલાઓમાં રુજૂઅ કરવું જોઈએ, જે ઈલ્મ તથા અમલ બન્ને વસ્તુથી શણગારાયેલા હોય, ફક્ત જાણવાવાળા ન હોય; પરંતુ અમલવાળા પણ હોય. પોતાના ઈલ્મ પર પોતે પણ વિશ્વાસ રાખતા હોય. ફક્ત ગુફતાર–વાતોના ગાઝી સામાન્યજનોની નિખાલસ રેહનુમાઈ નથી કરી શકતા. અલબત્ત, કિરદાર–અમલ અને અખ્લાકનાં ગાઝી આખિરતના ખૌફ–ડર અને દીને હકની સાચી હમદર્દીની લાગણીથી લોકોને ખરો રસ્તો બતાવી શકે છે. 'અહલે ઝિક્ર'થી તે જ લોકો મુરાદ છે, જેમને બીજી જગ્યાએ 'ઉલમાએ રાસિખીન' કહેવામાં આવ્યા છે. હઝરત ઈમામ નાફેઅનું કથન છે કે, ''તે લોકો નમ્રતા અને ખાકસારી રાખવાવાળા છે, પોતાના પરવરદિગારની ખુશ્નુદીના

માટે ઝુકવાવાળા છે, પોતાથી મોટાઓની ખુશામદ–ચાપલુસી નથી કરતા અને પોતાથી નાનાઓને તુચ્છ અને મા'મૂલી નથી ગણતા.''

આ છે ઉલમાએ હક અને સૂફીયાએ રબ્બાનીનો કિરદાર, અમલ તેઓથી જ દીનની તા'લીમ અને તબ્લીગની ઉમ્મીદો બાંધી શકાય છે.

અમુક લોકોનો ખ્યાલ છે કે, આ પ્રકારનાં 'અહલે હક' હવે મવજૂદ નથી. (શૈખે સેંકડો વર્ષ પહેલાં આ લખ્યું હતું તો આ કહતુર્રિજાલ–પરિપૂર્ણ વ્યક્તિઓના દુષ્કાળના સમયમાં શું કહી શકાય છે ?) પરંતુ ખુદાની જમીન આવા લોકોથી સદંતર ખાલી થઈ જાય, એ વાત સમજમાં નથી આવતી. શોધખોળ શર્ત છે. શોધનારાઓને એવા અહલે હક જરૂર મળી જાય છે. ખુદાપાકની જમીન હક અને સચ્ચાઈની દલીલ કાયમ કરવાવાળાઓથી જે દિવસે ખાલી થઈ જશે તે દિવસે આકાશ અને પૃથ્વીને બાકી રાખવાની જરૂરત નહિ રહે. હદીસ શરીફમાં આવ્યું છે : ''મારી ઉમ્મતમાં હકને વળગી રહેનાર એક વર્ગ હંમેશા રહેશે. એ લોકો અલ્લાહની જમાઅત છે અને અલ્લાહની જમાઅત સદા ઉપરવટ જ રહે છે.''

## મુક્તિ પામનાર ફિર્કો અહલે સુન્નત વલ જમાઅત, અશઅરિય્યહ, માતુરિદિય્યહ :

ઈસ્લામી ફિર્કાઓ–સંપ્રદાયોમાં અહલે સુન્નત વલ જમાઅતનો ફિર્કો હક પર છે. એ સંપ્રદાય અકીદાઓમાં શૈખ અબુલ હસન અશઅરી (રહ.)ની તહકીકાત–શોધોને માન્ય રાખે છે. એ અકીદાઓ પર સહાબએ કિરામ અને તાબિઈનનો ઈજમાઅ–સર્વસંમતિ છે. હનફીઓ પણ અકીદાઓમાં તેમનું જ અનુકરણ કરે છે. સૂફીયાએ હક પણ અકીદાઓમાં તેમના જ અનુયાયી છે. અહલે સુન્નતના અકીદાઓ માટે ઈમામ ગિઝાલી (રહ.)ની કિતાબ ''ઈહ્યયાઉલ ઉલૂમ''નું પ્રકરણ ''કવાઈદુલ અકાઈદ''ની પહેલી ફસલ–પ્રકરણનો અભ્યાસ કરવો જોઈએ.

## નફલો વડે અલ્લાહની નજદીકી :

હદીસે કુદ્સીમાં આવે છે કે જ્યારે મારો બંદો ફર્ઝોની અદાયગી ઉપરાંત નફલ ઈબાદતથી મારી નજદીકી ચાહે છે તો તે મારો મહબૂબ–પ્રિય બની જાય છે. ફરી જ્યારે હું તેને મારો પોતાનો મહબૂબ બનાવી લઉં છું તો હું તેના કાનોની શ્રવણશક્તિ, આંખોની રોશની, હાથોની પકડ અને પગોની ચાલ બની જાઉં છું અને તે મારાથી જે વસ્તુ


માંગે છે હું તેને આપું છું અને જે વસ્તુથી તે પનાહ માંગે છે તેનાથી હું બચાવી લઉં છું અને મને તેનો જીવ કાઢવામાં જેટલો વિચાર થાય છે તેટલો કોઈ કામમાં નથી થતો. જ્યારે તેને મરવું નાપસંદ હોય. એટલા માટે કે મને તે પ્રિય બંદાનું દિલ તોડવું પસંદ નથી હોતું.

આ હદીસે પાક તસવ્વુફ–સૂફીવાદના ઘણા મહત્ત્વનાં પોઈન્ટ્સનાં તરફ ઈશારો કરી રહી છે. જો માણસમાં હિંમત હોય તો આ રસ્તા પર ચાલીને અલ્લાહ તઆલાની નજદીકીનો લુત્ફ માણી શકે છે. શરઈ દષ્ટિએ નફલો દ્વારા ફર્ઝ ઈબાદતોની કોતાહી પૂરી થાય છે અને જે ખામી ફર્ઝોમાં રહી જાય છે તે પૂરી થઈ જાય છે. અલબત્ત, એ ખ્યાલ રહે કે ફર્ઝ નમાઝોની ખામી નફલ નમાઝથી દૂર થઈ જાય છે અને ફર્ઝ રોઝાઓની ખામી નફલ રોઝાઓથી. એ જ બીજી ઈબાદતોનો હાલ છે. જે માણસ ફર્ઝોની અદાયગીની સાથે હરામ કાર્યોથી બચે છે તો તે માણસથી શ્રેષ્ઠ છે જે નવાફિલમાં તો ખૂબ જ મશગૂલ રહે છે, પરંતુ હરામ વાતોથી નથી બચતો.

માનવીએ આ વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે નવાફિલમાં લાગીને તે ક્યાંક ફરાઈઝને તો નથી છોડી રહયો ને ? જેમ કે એ જાતના ફિત્નામાં તે લોકો વધુ ભાગે સંડોવાયેલા હોય છે જે નફલી દરજ્જાનો ઈલ્મ પ્રાપ્ત કરે


છે અને એ ઈલ્મ પ્રાપ્તિનાં કારણથી ફર્ઝોને છોડી દે છે. એ જ હાલ તે લોકોનો છે જે નફલ ઈબાદતોમાં લાગીને બાલ–બચ્ચાંઓના માટે હલાલ રોઝી નથી કમાતા અને પોતાનાં પરિવારને કૌમની સામે હાથ ફેલાવવાનાં લાયક બનાવે છે અને તેઓ પૂરા સમાજ માટે ભારરૂપ બને છે.

અલબત્ત, એટલો ઈલ્મ પ્રાપ્ત કરવો પોતાની જગ્યાએ જરૂરી છે જેનાથી શરીઅતે હલાલ અને હરામ ઠરાવેલી બાબતોથી જાણકાર થઈ જાય. ઈલ્મ વિના ભલાઈ અને બુરાઈમાં તમીઝ નથી થઈ શકતી. શૈખ ઈબ્ને અરબી (રહ.)એ 'ફુતૂહાતે મક્કીયહ'નાં 'બાબુલ્વસાયા'માં એક અભણ આબિદનો બનાવ વર્ણવ્યો છે કે, પશ્ચિમનો એક આબિદ–ઈબાદતગુઝાર હતો. તે હર પળે રિયાઝત અને મુજાહદહમાં લાગેલ રહેતો હતો અને તેણે એક ગધેડી પણ રાખી હતી અને તે કહેતો હતો કે મને જ્યારે નફસાની શહવત–ખ્વાહિશ થાય છે તો હરામથી બચવા માટે એનાથી પોતાની વાસનાભૂખ સંતોષી લઉં છું. એ જાહિલ આબિદને એ ખબર ન હતી કે જાનવરોથી સંભોગ કરવું પણ હરામ છે. જ્યારે તેને આ મસ્અલાની જાણ થઈ તો તે ગભરાઈ ગયો અને રડવા લાગ્યો. તો પ્રત્યેક મુસ્લિમ પુરુષ તથા સ્ત્રીએ એટલો ઈલ્મ પ્રાપ્ત કરવો જરૂરી છે, જેનાથી શરીઅતના ફર્ઝો, વાજિબો અને હરામોની જાણકારી પ્રાપ્ત થઈ જાય. એના વિના દીનની હિફાઝત અશક્ય છે.

## આજે અહલે હકની જમાઅત કઈ છે ?

નાચીઝ વિવરણકાર કહે છે : લેખક અલ્લામાએ મુક્તિ પામનાર ફિર્કાની નિશાની આપી છે કે તે અહલે સુન્નત વલ જમાઅતનો ફિર્કો છે; પરંતુ આ જ અહલે સુન્નત ફિર્કામાં પેટા અકીદાઓનો મતભેદ એટલો તીવ્ર અને સખત થઈ ગયો છે કે અહલે સુન્નતના જ અંદર એક ફિર્કો બીજા ફિર્કાને કાફિર બનાવી રહયો છે. બરેલવી વર્ગ પોતે પોતાને ખરો અહલે સુન્નત કહે છે અને દેવબંદી તથા અહલે હદીસ વર્ગોને કાફિર કહે છે, જેથી હિંદના સામાન્ય મુસ્લિમો ઘણાં અફરાતફરીનાં શિકાર છે. પબ્લિકમાં એટલો ઈલ્મ નથી કે તે ફેંસલો કરી શકે. ત્યારે હક–નાહકમાં ફેંસલાનો કયો માર્ગ હોઈ શકે છે ?

એનો જવાબ સરળ છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મુક્તિ પામનાર ફિર્કાની નિશાની આ વર્ણવી છે : **''મા અન અલયહિ વ અસ્હાબી** : જે રસ્તા પર હું અને મારા સાથીઓ છે તે જ રસ્તો બરહક છે.'' આ મુબારક ઈરશાદની રોશનીમાં એ સાબિત થાય છે કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બતનાં નામ પર જે વર્ગે અગણિત અકીદાની તથા અમલની બિદઅતો ઘડી કાઢી છે અને તે બિદઅતોનું દૌરે–રિસાલત, દૌરે સહાબા, દૌરે તાબિઈન અને મહાન

સૂફીઓ–બુઝુર્ગોને ત્યાં દૂર દૂર સુધી ક્યાંય નિશાન નથી મળતું, તે વર્ગ હક પર નથી. એ વિના ઉમ્મતનાં જેટલા વર્ગો છે અને તેમનામાં આચાર–વિચારનો મામૂલી મતભેદ છે; પરંતુ ન તેઓ આપસમાં એક બીજાને કાફિર બનાવે છે અને ન જ ઈખ્તિલાફી મસાઈલ પર ઉમ્મતમાં લડાઈ–ઝઘડો ઊભો કરે છે, તે બધા વર્ગો હક પર છે.

હઝરત શાહ વલિય્યુલ્લાહ (રહ.)એ પોતાની કિતાબ ‘‘અલ્ઈન્સાફ''માં લખ્યું છે કે, ફિકહ–કાયદા શાસ્ત્રના મસાઈલમાં માર્ગદર્શક ઈમામોનો ઈજતિહાદી મતભેદ, કિતાબ અને સુન્નતની બુનિયાદ પર કાયમ છે. સાહિબે શરીઅતે લોકોની સહૂલતના માટે જુદા જુદા મસાઈલની જે ગુંજાઈશ નુસૂસ–કુર્આન, હદીષમાં રાખી છે તે ‘‘ઈખ્તિલાફુ ઉમ્મતી રહમતુન–મારી ઉમ્મતનો મતભેદ રહમત છે’’–ના હેઠળ છે. એ મતભેદોથી ગભરાવાની જરૂરત નથી. અલબત્ત, તે મતભેદ જે પાછલા ૬૦, ૭૦ વર્ષના અંદર ફેલાયો છે અને જેની બુનિયાદ ખયરુલ કુરૂન–બેહતરીન જમાનામાં મળતી નથી તે મતભેદને હક પર આધારિત નથી કહી શકાતો.



# પ્રકરણ—૯

## પાકી-સાફી :

પ્રત્યેક ઈમાનવાળાએ પોતાના જાહેર—બાહ્ય બાતિન અંદરની ચોખ્ખાઈ, પાકીનો પૂરેપૂરો ખ્યાલ રાખવો જોઈએ. જેની તહારત—પાકી સંપૂર્ણ હોય તેને રૂહાની ફરિશ્તો સમજવો જોઈએ. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "દીનનો પાયો પાકી પર છે અને અલ્લાહ તઆલા પોતે પણ પાક છે અને તે પાકીને પસંદ કરે છે." બાતિન—અંદરની પાકી નફસની સફાઈથી પ્રાપ્ત થાય છે, નફસ જ્યારે ખરાબ અખ્લાક, આદતો, તકબ્બુર—અભિમાન, રિયાકારી, ડોળદંભ, હસદ—અદેખાઈ તથા બુગ્ઝ—દુશ્મનાવટથી પાક—સાફ થઈ જશે તો તેને બાતિનની પાકી પ્રાપ્ત થઈ જશે. એ પછી નફસમાં અખ્લાકે હસનહ—સારી ટેવો, તવાઝુઅ—નમ્રતા, હયા—શર્મ, ઈખ્લાસ—નિખાલસતા, રહમ અને મુરવ્વતની ખૂબી પેદા થઈ જશે. પ્રથમ સફાઈ પછી રંગરોગાન કરવામાં આવે છે.

ઈમામ ગિઝાલી (રહ.)એ 'ઈહ્યાઉલ ઉલૂમ' ભાગ બીજામાં સારા તથા બુરા બન્ને અખ્લાકની સુંદર છણાવટ કરી છે અને તેને હાસિલ કરવાની રીતો ઉપર પણ પ્રકાશ નાખ્યો છે. જાહેરી–બહારની પાકી આ છે કે માનવી પોતાના શરીર તથા વસ્ત્રોને સર્વ પ્રકારની ગંદકીઓથી પાક રાખે, નહાવાની જરૂરત હોય તો નહાય લે, વુઝૂની જરૂરત હોય તો વુઝૂ કરી લે, નખ કાપી લે, દૂંટીની નીચેના અને બગલના વાળ સાફ કરે, મૂંછોના વાળની ઈસ્લાહ કરે. નખ કાપવાનો મુસ્તહબ તરીકો આ છે કે, પ્રથમ જમણા હાથની ગવાહીની આંગળીથી શરૂ કરે અને નાની આંગળી સુધી પહોંચાડે અને પછી ડાબા હાથની નાની આંગળીથી શરૂ કરીને અંગુઠા સુધી પહોંચાડે. ત્યાર પછી જમણા હાથના અંગુઠાને લે અને પગોમાં જમણા પગની નાની આંગળીથી શરૂ કરે અને ડાબા પગની નાની આંગળી પર ખતમ કરે. જે રીતે પગની આંગળીઓનો ખિલાલ થાય છે અને નખ કાપવા અને વાળ સાફ કરવામાં ૪૦ દિવસથી વધારે મોડું કરવું નાજાઈઝ છે, એ જ રીતે શરીરના જે ભાગોમાં મેલ જમી જાય છે તેને દૂર કરે, આંખોનો મેલ સાફ કરે અને નાકના નસકોરા ચોખ્ખા કરે અને દાંતોનો ખિલાલ કરીને તેમાંથી ખાવાની ટુકડીઓ કાઢી લે.

મોઢું અને દાંત ચોખ્ખા કરવા માટે દાતણ કરે,

પીલુડીનાં ઝાડનું દાતણ હોય તો શ્રેષ્ઠ છે. નમાઝ અને તિલાવતથી પહેલાં દાતણની ઘણી તાકીદ આવી છે. કપડાં પણ સાફ–ચોખ્ખાં વાપરે, પરંતુ ફુઝૂલ ખર્ચ દોલતમંદોની દોડથી બચવું જરૂરી છે. પાકીઝગી પ્રાપ્ત કરવા માટે દાઢીમાં કાંસકી કરે, તેલ લગાડે અને માથાના વાળને પણ ચોખ્ખા રાખે. આંખોમાં સુરમો લગાડે, દરેક આંખમાં ત્રણ વાર સળી ફેરવે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ પ્રમાણે જ કરતા હતા.

કપડામાં ખુશ્બુ લગાડવી પણ સુન્નત છે. જુમ્અહ, ઈદો અને મેળાવડાઓમાં ભાગ લેતી વખતે સવિશેષ ખુશ્બુનો પ્રબંધ કરે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એટલા વધારે પ્રમાણમાં ખુશ્બુ અને અત્તરોનો ઉપયોગ ફરમાવતા હતા કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સર મુબારકનાં સેંથામાં ખુશ્બુની અસર જણાતી હતી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એ અમલ ઉમ્મતને તા'લીમ દેવા માટે હતો, નહિ તો હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માથાથી પગ સુધી ખુશ્બુ હતા. આપના પરસેવામાં ખુશ્બુ હતી. સહાબએ કિરામ (રદિ.) આપનો મુબારક પસીનો ભેગો કરી લેતા હતા અને તેને ખુશ્બુ તરીકે વાપરતા હતા. ખુશ્બુ લગાડવામાં પુરુષોએ આ વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે, ખુશ્બુ તેઝ

અને તેનો રંગ હલકો હોય અને સ્ત્રીઓએ તેની વિરુદ્ધ હલકી ખુશ્બુ અને તેઝ રંગવાળી વસ્તુઓ વાપરવી જોઈએ. જનાબતથી (જેમાં નહાવું જરૂરી થઈ જાય છે) પાક થવા માટે નહાવાની વ્યવસ્થા જલદી કરવી જોઈએ. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, ‘‘જે ઘરમાં જનાબતવાળો માણસ હોય છે અને તે વિના કારણે નહાવામાં મોડું કરે છે તો તે ઘરેથી રહમતના ફરિશ્તા ચાલ્યા જાય છે અને શયતાનો ભેગા થઈ જાય છે.’’

જનાબતની હાલતમાં મસ્જિદમાં થોભવું અને કુરઆને પાકની તિલાવત કરવી હરામ છે. જનાબતની હાલતમાં ખાવા–પીવાથી પણ બચવું જોઈએ. એનાથી જાતજાતની તકલીફો પહોંચે છે. જો તાત્કાલિક નહાય ન શકાય તો કમથી કમ શર્મગાહ–ગુપ્તાંગને ધોઈને વુઝૂ કરી લેવું જોઈએ. દરેક ફર્ઝ નમાઝનાં માટે તાજું વુઝૂ કરી લેવું બેહતર છે. એ પણ અફઝલ છે કે મુઅમિન હંમેશા બા–વુઝૂ રહે, કારણ કે વુઝૂને મુઅમિનનાં માટે હથિયાર કહેવામાં આવ્યું છે. વુઝૂની હાલતમાં શયતાન મુઅમિનનાં નજીક નથી આવી શકતો.

એક માણસે શૈખ અબુલહસન શાઝલી (રહ.)થી કીમિયાનો ઈલ્મ જાણવાની દરખ્વાસ્ત કરી. શૈખે એ શર્તે મંજૂર કરી લીધી કે તે એક વર્ષ સુધી શૈખની સેવામાં રહે



અને જ્યારે વુઝૂ તૂટી જાય ત્યારે વુઝૂ કરીને બે રકા'ત નમાઝ પઢયા કરે. તે માણસે મંજૂર કરી લીધું. એક વર્ષ પછી જ્યારે તે પાણી લેવાનાં માટે કૂવા પર ગયો અને કૂવામાં ડોલ નાખી તો ડોલમાં પાણીના બદલે સોનું–ચાંદી દેખાયું. તે માણસમાં દુનિયાથી બેરગબતી પેદા થઈ ગઈ હતી. તેણે તે સોનું–ચાંદી ત્યાં જ નાખી દીધું અને શૈખને એની જાણ કરી. શૈખે ફરમાવ્યું : હવે તું પોતે આખો જ સાંગોપાંગ કીમીયો થઈ ગયો છે અને તેને ખિલાફતની પદવી આપીને વિદાય કરી દીધો.

વુઝૂ પછી બે રકા'ત 'તહિય્યતુલ વુઝૂ'ની અદા કરી લેવી જોઈએ. વુઝૂમાં ફક્ત ફર્ઝોનો ખ્યાલ ન રાખે, પરંતુ સુન્નતો અને મુસ્તહબો પણ અદા કરે. જુમ્અહ, ઈદો અને મેળાવડાઓમાં ભાગ લેવા માટે નહાવું અફઝલ છે. હદીસ શરીફમાં જુમ્અહની નમાઝ માટે નહાવાની ઘણી તાકીદ આવી છે. વુઝૂ અને ગુસલથી પરવારીને આ ઝિક્ર કરવો જોઈએ : **''અશ્હદુ અંલ્લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરી–ક લહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહુ.''** તમે જો સિદ્દીકોના વર્ગમાં શામિલ થવા ચાહો તો તમારે ઈબાદતની સાથે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતો પણ અપનાવવી જોઈએ અને જે વાતો હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ



સલ્લમ અને આપના સહાબા (રદિ.)એ નથી કરી, ચાહે તે આદતના તોર પર જ હોય, તે વાતોથી તમારે પણ દૂર રહેવું જોઈએ. એમાં મુહબ્બતનો કમાલ છુપાયેલ છે.

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને આપના સહાબા (રદિ.)થી જે અમલ ઈબાદત અથવા આદતના તોર પર થયો હોય તો તેની પૂરેપૂરી પેરવી કરવી જોઈએ. એમાં એ પણ જોવું જોઈએ કે તે અમલ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કઈ રીતે અને કઈ કેફિયતથી અંજામ આપ્યો છે.

એક બુઝુર્ગે તડબૂચ ખાવું છોડી દીધું અને ફરમાવ્યું : મને ખબર છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તડબૂચ ખાધું છે, પરંતુ એ નથી ખબર કે કઈ રીતે ખાધું છે. ચીરીઓ બનાવ્યા પછી અથવા એમ જ ગર્ભ ખાધો છે. ખાવા–પીવા, પહેરવા, સૂવા, ઉઠવા–બેસવા અને બીજા કામોમાં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જે મુબારક આદતો હતી, જો મુઅમિન તેના પર અમલ કરશે તો તેની બરકતથી અલ્લાહ તઆલા તેને ખરાબ કાર્યો અને ગુનાહિત કામોથી સલામત રાખશે અને એ સિવાય અલ્લાહ તઆલાના તરફથી ખાસ બરકતો તે જિંદગી પર ઉતરશે, જેમાં તેનાં હબીબ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતો



અને તરીકા શામિલ છે.

## પોશાક-લિબાસના આદાબ :

પ્રત્યેક કામ શરૂ કરતી વખતે બિસ્મિલ્લાહ કહેવાની આદત નાખવી જોઈએ. જો શરૂમાં ભૂલી જાય તો જ્યારે યાદ આવી જાય તે વખતે **''બિસ્મિલ્લાહિ ફી અવ્વલિહી વ આખિરિહી''** પઢી લેવું અને પ્રત્યેક કામમાં સારી નિય્યત રાખવી. કપડું પહેરે તો તેનાથી સતર છુપાવવાની નિય્યત કરે, જેનો પાક શરીઅતે હુકમ આપ્યો છે. પહેરવામાં જમણી બાજુથી શરૂ કરે અને ઉતારવામાં ડાબી બાજુથી ઉતારે. કુર્તો અને પાયજામો અડધી પીંડલી સુધી રહે અને જો એ ન થઈ શકે તો ઘૂંટીથી નીચે બિલકુલ ન લટકે. સ્ત્રીઓ એટલું નીચું કપડું પહેરે કે પૂરા પગ ઢંકાઈ જાય. બાંય કોણીની નીચે સુધી રહે અથવા આંગળીઓ સુધી રહે, પરંતુ એનાથી વધારે લાંબી બાંય ફુઝૂલખર્ચીમાં દાખલ છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બાંય કલાઈ સુધી રહેતી હતી અને હઝરત અલી (રદિ.)એ આંગળીઓ સુધી બાંયો બનાવી રાખી હતી.

કપડામાં મધ્યમતાનો ખ્યાલ રાખો. ન વધારે હલકું અને ન ઘણું કીંમતી, ભારે. પોતાની શર્મગાહ અથવા તેનો



કોઈ પણ ભાગ વિના જરૂરતે ન ખોલો અને જયારે જરૂરત વખતે ખોલો તો આ દુઆ પઢો : **''બિસ્મિલ્લાહિલ્લઝી લા ઈલા–હ ઈલ્લા હુ–વ''** અને જયારે કપડું પહેરો ત્યારે આ દુઆ પઢયા કરો : **''અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી કસાની હાઝા વ રઝકનીહિ મિન ગય્રિ હવ્લિમ્ મિન્ની વલા કુવ્વતિન.''** અમામો–ફૅંટો પહેરવું સુન્નત છે. બાંય વધારે પહોળી રાખવી સુન્નત નથી અને ન વધારે મોટો અમામો બાંધવો સુન્નત છે.

## વાતચીત કરવાના આદાબ :

મ્હોંથી હંમેશ સારી વાત કાઢો. જે વાતનું મ્હોંથી કાઢવું હરામ છે તે વાતનું સાંભળવું પણ હરામ છે. વાત કરવામાં સભ્યતા અને સલીકો જાળવી રાખો. બીજાની વાત ધ્યાનથી સાંભળો અને જયારે બીજો વાત કરી રહયો હોય તો તેની વાત ન કાપો. હા, જો ગુનાહ અને બેદીનીની વાતો થઈ રહી હોય, જેવી રીતે ગીબત–નિંદા અને દીન પર ટીકા, તો ત્યાંથી ઉઠી જાઓ.

બીજી વ્યક્તિ જયારે તમારાથી વાત કરે અને તમે તે જાણતા પણ હોવ તો તેના પર એ જાહેર ન કરો કે તમે જાણો છો, કારણ કે એથી વાત કરનારને હલકાપણું અને



શરમ મહસૂસ થશે. હા, જો તે માણસ ખોટી વાત કહે તો તેનાથી એ કહી શકો છો કે ફલાણી વાત આ રીતે છે. એમ ન કહો કે તમારી વાતો ખોટી છે અને ઘણી નરમાશથી તેની સામે સહીહ વાત મૂકી દો. ફુઝૂલ વાતોમાં સોચ–વિચાર કરવો પોતાનો સમય બરબાદ કરવો છે અને પોતાની દિમાગી સલાહિય્યતને બરબાદ કરવી છે.

વધુ પડતી કસમો ખાવી પણ માનવીને અવિશ્વાસુ બનાવી આપે છે. ખુદાપાકની કસમ ખૂબ જ જરૂરતના સમયે ખાવી જોઈએ અને સાચી વાત પર ખાવી જોઈએ. જૂઠ બોલવું ઈમાનની જીદ અને વિરોધાભાસી છે. લોકો સાથે વધારે દિલ્લગી પણ ન કર્યા કરો અને બેશરમીની વાતોથી દૂર રહયા કરો. જે વાત બોલો, પહેલાં સોચી–સમજી લો, પછી બોલો. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : તે માણસ પર ખુદાની રહમત હો, જેણે સારી વાત કરી અને તે વાતથી તેણે ફાયદો ઉઠાવ્યો, તેણે ખરાબ વાતથી પોતાની ઝબાન બંધ રાખી અને સલામતી મેળવી. એક હદીસ શરીફમાં છે : ''કદી માનવી એવી વાત મ્હોંથી કાઢે છે, જેને તે મા'મૂલી વાત સમજે છે, પરંતુ તે વાતના કારણે તેને ઝિલ્લત અને રુસ્વાઈના ખાડામાં નાખી દેવામાં આવે છે.''



## હરવા-ફરવાના આદાબ :

હરવા–ફરવાના વિવેક આ છે કે, માનવીએ જરૂરતના સમયે જ કદમ ઉપાડવા જોઈએ. વિના જરૂરતે ઝડપભેર ચાલવું પણ સારું નથી. પોતાની ચાલ–ઢાલને ગર્વ અને અભિમાનના અંદાજથી બચાવવું પણ જરૂરી છે. અભિમાનથી માનવી અલ્લાહ તઆલાની નજરોથી પડી જાય છે.

એ પણ વિચારવું ખરાબ છે કે, હું બધાથી આગળ ચાલું અને બધા લોકો મારી પાછળ ચાલે. ચાલતી વખતે આજુબાજુ તાકવું પણ ખરાબ છે. ખેલ–તમાશા માટે થોભવું પણ ખરાબ છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે ચાલતા તો એમ લાગતું કે આપ કોઈ નીચી જગ્યા પર ચાલી રહયા છે. એટલે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આગળ નમીને કાંઈક તેઝ ચાલતા હતા. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જ્યારે કોઈ પાછળથી અવાજ દેતું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ થોભી જતા અને પાછળ ફરીને ન જોતા.

## બેસવાના આદાબ :

બેસતી વખતે પોતાની શર્મગાહ–ગુપ્તાંગની હિફાઝત


કરો કે તે ખુલવા ન પામે. બેસવામાં કિબ્લા તરફ મોઢું રહે તેનો ખ્યાલ રાખો અને ખાકસારીની સાથે બેસો. મહેફિલમાં લોકોની સામે વારંવાર ઘવડવું, આળસ લેવું, ઓડકાર લેવો અને બગાસા ખાવા ખરાબ છે. બગાસું આવી જાય તો ડાબો હાથ પોતાના મોં પર મૂકો. વધારે હસવાથી દિલ મરી જાય છે. જો જરૂરત હોય તો ફક્ત મુસ્કુરાવા પર બસ કરો. મહેફિલથી ઉઠવા પહેલાં આ દુઆ પઢવી જોઈએ : **‘‘સુબ્હાનકલ્લાહુમ્મ વ બિહમ્દિ-ક અશ્હદુ અન લા ઈલા-હ ઈલ્લા અન્ત અસ્તગ્ફિરુ-ક વ અતુબુ ઈલયક.’’** હદીસ શરીફમાં છે કે, જે માણસ મજલિસમાંથી આ શબ્દો પઢીને ઉઠે તો તેના સર્વે ગુનાહ બખ્શી દેવામાં આવે છે.

## સૂવાના આદાબ :

જ્યારે સૂવાનો ઈરાદો કરે તો જમણી કરવટ પર કિબ્લા તરફ મોઢું કરીને સૂવું જોઈએ અને આ દુઆ પઢવી જોઈએ : **‘‘બિઈસ્મિકલ્લાહુમ્મ રબ્બી વઝઅતુ જમ્બી બિઈસ્મિ-ક અરફઉહુ ફગ્ફિરલી જમ્બી અલ્લાહુમ્મ કિની અઝાબ-ક યવ્મ તજમઉ ઈબાદ-ક''** ત્રણ વાર. **‘‘અસ્તગ્ફિરુલ્લાહલ અઝીમીલ્લઝી લા ઈલા-હ ઈલ્લા હુવલ હય્યુલ કય્યુમુ વ અતુબુ ઈલયહિ’’** ત્રણ વાર. સુબ્હાનલ્લાહ ૩૩ વાર, અલ્હમ્દુલિલ્લાહ ૩૩ વાર અને


અલ્લાહુ અકબર ૩૩ વાર પઢવું જોઈએ. સૂતાં પહેલાં બા–વુઝૂ રહેવું જોઈએ અને ઊંઘ આવતાં સુધી અલ્લાહનો ઝિક્ર ચાલુ રાખે. નરમ પથારી પર સૂવાની આદત નાખવી સારી નથી, જેથી ભરપૂર ઊંઘ તહજ્જુદની નમાઝથી ગાફિલ ન કરે અને ત્યારે પસ્તાવો ન થાય, જ્યારે હશ્રના મેદાનમાં અલ્લાહ તબારક વ તઆલા તહજ્જુદ ગુઝારોને ઈનામો આપશે અને પુકારનાર પુકારશે કે, 'તે લોકો ક્યાં છે ? જે રાતોએ પોતાની પથારી છોડીને મારી બંદગીના માટે ઉઠતા હતા.' જેમ કે, એ અવાજ પર અમુક લોકો ઉઠશે અને તેઓ ઘણાં થોડા હશે, તેમને હિસાબ વિના જન્નતમાં દાખલ કરવામાં આવશે.

હઝરત સુલયમાન અલયહિસ્સલામના વાલિદહ સા. પોતાના બેટાને નસીહત–શિખામણ આપતાં હતાં કે, બેટા ! રાત્રે વધારે ન ઊંઘયા કરો. એવો માણસ કિયામતના દિવસે ખાલી હાથે ઉઠશે.

હઝરત ઈમામ ગિઝાલી (રહ.) ફરમાવે છે, ૨૪ કલાકમાં ૮ કલાકથી વધારે ન સૂવું જોઈએ. એ હિસાબે જો તમારી ઉંમર ૬૦ વર્ષની હોય તો જાણે તમે ૨૦ વર્ષ સૂવામાં ગુજારી દીધાં અને તમારી ત્રીજા ભાગની ઉંમર બરબાદ થઈ ગઈ. સુન્નત તરીકો જમણી કરવટ પર સૂવાનો છે, પરંતુ જો દિલ ચાહે કે ચટ્ટો સૂએ અથવા ડાબી

કરવટ પર સૂએ તો ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું છે કે, તેણે પહેલાં જમણી કરવટ પર સૂઈને સુન્નત અદા કરી લેવી જોઈએ. ત્યાર પછી મરજી પ્રમાણે આરામ કરી શકે છે.

કયલૂલહ–બપોરના સમયે સૂવું પણ સુન્નત છે, એનાથી રાતના જાગવામાં મદદ મળે છે. ફજરની નમાઝ પછી સૂવું સારું નથી, એનાથી રોઝી તંગ થાય છે. એ જ રીતે અસરની નમાઝ પછી પણ સૂવું યોગ્ય નથી, એનાથી બીમારીઓ પેદા થાય છે. ઈશાની નમાઝથી પહેલાં સૂવું પણ સારું નથી, એનાથી નમાઝ કઝા થઈ શકે છે અને ઊંઘ પણ બગડે છે.

ઊંઘમાં જ્યારે કોઈ સારું સ્વપ્નું દેખાય તો અલ્લાહ તઆલાના વખાણ કરવા જોઈએ અને તેની સારી તઅબીર (સ્વપ્નફળ) કરવી જોઈએ અને જ્યારે ખરાબ સ્વપ્નું જુએ તો તેની બુરાઈથી અલ્લાહ તઆલાની પનાહ માંગવી જોઈએ અને પોતાની ડાબી બાજુ ત્રણ વાર થૂ થૂ કરવું જોઈએ અને પાસું બદલી લેવું જોઈએ. એ જાતના બિહામણા સ્વપ્ના કોઈનાથી કહેવા ન જોઈએ. તેમનાથી કોઈ નુકસાન નથી પહોંચતું, સ્વપ્નાની તઅબીર–હકીકત બતાવવી દરેક વ્યક્તિનું કામ નથી. તેના માટે રૂહાની કશ્ફની તાકાત રાખવાવાળો માણસ જરૂરી છે. દરેક

વ્યક્તિએ તેમાં દખલ ન કરવી જોઈએ. નાચીઝ વિવરણકારે 'મહાસિને મૂઝિહુલ કુર્આન'માં સ્વપ્નાઓની હકીકત અને તઅબીરના ઈલ્મ પર વિગતવાર ચર્ચા કરી છે, જો કોઈને શોખ હોય તો તેનો અભ્યાસ કરે.

## ખાવાના આદાબ :

ખાવા–પીવાથી પહેલાં બિસ્મિલ્લાહ પઢવી જોઈએ અને જ્યારે ખાવું પૂરું કરે ત્યારે અલ્હમ્દુ લિલ્લાહ પઢે અને જ્યારે ખાવું સામે આવે તો **'અલ્લાહુમ્મ બારિક લના ફીમા રઝકતના વ અત્ઈમ્ના ખય્રમ્ મિન્હુ'** પઢે અને જો દૂધ સામે લાવવામાં આવે તો **વ ઝિદ્ના મિન્હુ** પઢે, કારણ કે દૂધ અલ્લાહ તઆલાની સૌથી મોટી નેઅમત છે. ખાવાથી પહેલાં બન્ને હાથ ધુઓ. કોળિયો નાનો લો અને તેને ખૂબ ચાવો. પોતાની તરફથી ખાઓ, પ્લેટમાં ચારે બાજુ હાથ ન મારો, એ સભ્યતાની વિરુદ્ધ છે. જ્યારે કોળિયો જમીન પર પડી જાય તો તેને સાફ કરીને ખાઈ લો અને તેને શયતાનના માટે ન છોડો. ખાધા પછી આંગળીઓ અને વાસણને ઝબાનથી ચાટીને સાફ કરી આપો. એમાં નમ્રતાનો ઈઝહાર છે અને અલ્લાહ તઆલાની નેઅમતની કદર મા'લૂમ થાય છે. આજે પશ્ચિમી સંસ્કૃતિના આશિક તેને ખરાબ સમજે તો સમજે,

પરંતુ અલ્લાહવાળાઓના નજીક પ્રત્યેક અદામાં બંદગી અને ખાકસારીનો ઈઝહાર—જાહેર કરવું પસંદીદા હોય છે.

શામ—સિરિયામાં એક સહાબીના હાથથી નિવાલો—કોળિયો પડી જતાં તેમણે ફરી ઉઠાવી લીધો. જોનારાઓએ તેમને રોક્યા કે, શામના લોકો એને ખરાબ સમજે છે. તેમણે ફરમાવ્યું : ''હું પોતાના મહબૂબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતને એ જાહિલોની ટીકાની બીકથી નથી છોડી શકતો.'' ખાવું ત્રણ આંગળીઓથી ખાઓ—વચ્ચેની આંગળી, ગવાહીની આંગળી અને અંગૂઠો. હા, જો ચાવલ વિગેરે હોય તો પાંચેવ આંગળીઓથી પણ ખાય શકાય છે. મેવા તથા ફળફ્રુટ ખાવામાં પોતાની સામેથી ખાવાની પાબંદી નથી, તેમાં આઝાદી છે. પોતાની પસંદના ફળ જ્યાંથી ચાહો ખાઈ શકો છો.

ખાતી વખતે બીજાઓને જોવું ઠીક નથી, પોતાના કામમાં લાગેલા રહેવું જોઈએ. જ્યારે કોળિયો મોઢામાં હોય ત્યારે વાત ન કરવામાં આવે. ખાંસી અથવા છીંક વખતે પોતાનું મ્હોં લોકો તરફથી હટાવી લેવું જોઈએ. જ્યારે કોઈના ઘરે ખાવું ખાઓ તો ઘરવાળાઓના હકમાં દુઆ કરો. ખાણું ખાધા પછી આ દુઆ પઢવી જોઈએ : **''અલ્હમ્દુ લિલ્લાહિ અલ્લાહુમ્મ કમા અત્અમતની**

**તરિયબન ઈસ્તિઅમલ્ની સાલિહન અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અત્અમની હાઝત્તઆમ વ રઝકનીહિ મિન ગય્રી હવ્લિમ મિન્ની વલા કુવ્વતિન.** ’’ જે માણસ આ દુઆ પઢે છે તેને ઘણો સવાબ મળે છે. વધારે લિઝઝતવાળી અને કીંમતી વાનગીઓ પસંદ ન કરો, નહિ તો તે લોકોમાંથી થઈ જશો, જેમના વિશે હુઝૂર સરવરે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : ‘‘મારી ઉમ્મતમાં સર્વથી ખરાબ લોકો તે છે, જે ઘણાં જ લિઝઝતદાર ખાણાં ખાઈને મોટા–તાઝા થઈ જાય છે અને તેમની જિંદગીનો હેતુ–જીવનધ્યેય જ જાતજાતના ખાણાં પોતાના પેટમાં ઉતારવા અને લાંબી–ચોડી વાતો બનાવવામાં સમય ગુજારવાનો હોય છે.’’

**હલાલ ખાણાની તાકીદ :** શરીઅતમાં હલાલ રોઝીની ઘણી તાકીદ આવી છે. ૪૦ દિવસ હલાલ રોઝી ખાવાથી દિલમાં નૂર પેદા થઈ જાય છે, ઝબાનથી હિકમતના ઝરણા વહેતા થઈ જાય છે તથા અલ્લાહ તઆલા તે માણસને પોતાની ખાસ નઝદીકીથી નવાઝે છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ‘**મન ગશ્શના ફલય્સ મિન્ના.**’ જે માણસ લેવડ–દેવડમાં ધોકો આપે તે અમારામાંથી નથી. એ જ ધોકો છે, જે ધંધા–વેપારને ખરાબ કરી નાખે છે અને


જેનાથી રોઝી હરામ થઈ જાય છે. ગીશ્શ ધોકાબાજી અને જૂઠને કહે છે. ખાવા–પીવામાં મધ્યમ માર્ગ અપનાવવો જરૂરી છે. જ્યારે ખૂબ ભૂખ લાગે ત્યારે ખાઓ અને જ્યારે થોડી ભૂખ બાકી રહે તો હાથ ખેંચી લો. પાણી થોડું થોડું પીવું જોઈએ અને ત્રણ શ્વાસમાં પીવું જોઈએ. વાસણમાં શ્વાસ લેવો ખરાબ છે અને પાણીને ઊભા થઈને પીવું પણ સારું નથી. પાણી પીધા પછી આ દુઆ પઢે : **અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી સકાના અઝ્બન ફુરાતન્ બિરહ્મતિહી વ લમ યજ્અલ્હુ મિલ્હન્ ઉજાજન્ બિઝુનૂબિના.**

જ્યારે પોતાની બીબી પાસે (હમબિસ્તરી માટે) જાઓ તો આ દુઆ પઢો : "**અલ્લાહુમ્મ જન્નિબના વ જન્નિબિશ્શયતાન મા રઝકતના**" અને પોતાના તથા બીબીના શરીર પર કપડું નાખવું જોઈએ, જેથી બેપર્દગી ન થાય અને પોત પોતાની આંખોથી પણ શર્મગાહો છુપાયેલી રહે. હમબિસ્તરી–સંભોગ વખતે દરેક પ્રકારની સભ્યતા કાયમ રાખવી જરૂરી છે. ન કોઈ પ્રકારની અવાજ ઊંચી થાય અને ન કોઈ અસભ્ય કાર્ય. જ્યારે ઈન્ઝાલ–વીર્ય સ્ખલનનો સમય થાય તો દિલમાં ખુદાપાકના વખાણ કરે અને શયતાનની અસરોથી બચવાની દુઆ કરે.



## નિકાહ-શાદી કરવાનો હુકમ ક્યારે છે ?

ઈબાદતગુઝાર માનવીના માટે નિકાહ કરવા–ન કરવાની બન્ને સૂરતોમાંથી તે સૂરત ઉત્તમ છે, જેમાં તેનો દીન સલામત–સચવાયેલો રહે અને દિલના સંતોષમાં ફેર ન પડે. (મૂળ કિતાબ પેજ–૫૩) નાચીઝ વિવરણકાર કહે છે કે, નિકાહના વિષયમાં અલ્લામા લેખકે જે કાંઈ કહયું છે તે શરીઅતની જુદી જુદી દલીલો અને સઘળી હિદાયતો– સૂચનાઓ સામે રાખીને કહયું છે. આ વિષયમાં લોકો કમી–ઝિયાદતીના શિકાર છે. એક વર્ગ નિકાહની ફઝીલતની હદીસો પેશ કરીને નિકાહની આમ ફઝીલત પર ભાર મૂકે છે અને વધુ બાળકો પેદા કરવાને નિકાહનો સર્વ પ્રથમ હેતુ બતાવે છે. બીજો વર્ગ વસતિ વધારાની બીકે બર્થ કન્ટ્રોલ અને કુટુંબ નિયોજન પર ભાર મૂકે છે અને પેદાઈશની રોકથામને જરૂરી સમજે છે.

જયાં સુધી હદીસોનો સંબંધ છે, આપણને બન્ને પ્રકારની હદીસો પહોંચી છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ પણ ફરમાવ્યું છે કે, વધારે બચ્ચા પેદા કરનારી સ્ત્રીઓથી નિકાહ–શાદી કરો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ પણ ફરમાવ્યું છે કે, ગરીબીથી બચો, એ કુફ્રથી નજીક કરી દે છે. મજકૂર જુદી જુદી હિદાયતોને સામે રાખવાથી મૂળ


મસ્અલો તે જ નીકળે છે, જે શૈખ હદ્દાદ (રહ.)એ લખ્યો છે કે જો નિકાહ કરવામાં દીન અને અખ્લાકની સલામતી છે તો નિકાહ અફઝલ છે અને જો તે માણસના સંજોગો એવા છે કે નિકાહ ન કરવામાં તેના દીન અને અખ્લાકની સલામતી છે તો નિકાહ ન કરવા અફઝલ છે. વગર નિકાહના માનવીએ સ્ત્રીઓના હાલાત (ઈશ્કીયા નૉવેલ તથા અફસાનાઓ)થી દિલચસ્પી ન લેવી જોઈએ, એનાથી જાતીય લાગણીઓ ભડકી શકે છે અને સમાજમાં બેશરમી ફેલાઈ શકે છે. નિકાહની શક્તિ ન હોવાની સૂરતમાં માણસ જો નફસાની ખ્વાહિશથી પરેશાન થાય તો તેણે રોઝા રાખવા જોઈએ, જેથી તેની શહવત–વાસનાનું જોર તૂટી જશે, ઈન્શા અલ્લાહ !

## ઝાડો-પેશાબ કરવાના આદાબ :

જાજરૂમાં ખુલ્લા માથે અને ખુલ્લા શરીરે ન જવું જોઈએ. જાજરૂમાં જતી વખતે પોતાનો ડાબો પગ પ્રથમ મૂકવો જોઈએ અને બહાર નીકળતી વખતે જમણો પગ પ્રથમ કાઢવો જોઈએ. જાજરૂમાં જતી વખતે આ દુઆ પઢવી જોઈએ : **''બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ–ક મિનલ ખુબુષે વલ ખબાઈષ.''** જાજરૂમાંથી બહાર આવ્યા પછી આ દુઆ પઢવી જોઈએ :



**''ગુફરાન-ક અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અઝ્હ-બ અન્નિલ અઝા વ આફાની.''** અને આ બધી દુઆઓ દિલમાં પઢવી જોઈએ. જાજરૂમાં અલ્લાહના નામની કોઈ વસ્તુ સાથે ન હોવી જોઈએ, જેથી બેઅદબી ન થાય. તે જગ્યાએ કોઈ ફુઝૂલ વાત પણ ન કરવી જોઈએ. અલબત્ત, જો જરૂરત હોય તો જરૂરી વાત પૂરી કરી શકાય છે. શર્મગાહ–ગુપ્તાંગથી કપડું પણ જરૂરત મુજબ ઉઠાવવું જોઈએ. ઝાડા–પેશાબ માટે લોકોથી દૂર બેસવું જોઈએ, જેથી લોકોને ન અવાજ જાય અને ન બદબૂ–દુર્ગંધ પહોંચે. કિબ્લા તરફ મોઢું અથવા પીઠ કરવી દુરુસ્ત નથી અને જો કોઈ કારણથી લાચારી હોય તો ઈજાઝત છે. થોભેલા–સ્થિર પાણીમાં પેશાબ કરવો દુરુસ્ત નથી, ચાહે તે પાણી વધારે જ કેમ ન હોય. સખ્ત પથ્થરીયા જમીન અને હવાના રુખ પર હાજત પૂરી ન કરવી જોઈએ. ઈસ્તિન્જો પહેલાં માટીના ઢેફાંથી કરે, પછી પાણીથી કરવામાં આવે. જો ફક્ત એક વસ્તુ પર બસ કરો તો પાણીથી ઈસ્તિન્જો કરવો શ્રેષ્ઠ છે. ઢેફાંઓનો ઉપયોગ પ્રથમ ઝાડાની જગ્યાએ, પછી પેશાબની જગ્યાએ કરવામાં આવે અને પાણીના વપરાશમાં એનાથી ઉલટું કરવામાં આવે. ઈસ્તિન્જા પછી આ દુઆ પઢે : **''અલ્લાહુમ્મ હસ્સીન ફરજી અનિલ ફવાહિશી વ તહ્હીર કલ્બી મિનન નિફાકિ.''**


## પાણી રાખવાના આદાબ :

પાણીના વાસણોને ખુલ્લા રાખવા દુરુસ્ત નથી. ઘરનો દરવાજો પણ દરેક સમયે ખુલ્લો રાખવો દુરુસ્ત નથી. આગની રોશનીવાળી વસ્તુ, ચિરાગ અને મીણબત્તી વગેરે જેવી વસ્તુઓને, જેમનાથી રાત્રીના સમયે નુકસાન પહોંચવાનો ડર હોય, તેમને ઓલવીને સૂવું જોઈએ અથવા કોઈ વસ્તુથી તેમને ઢાંકી દેવી જોઈએ. પાણીનું વાસણ જો રાત્રે ખુલ્લું રહી જાય તો તેને પીવાના કામમાં ન લેવું જોઈએ. એ બીજા ઉપયોગમાં લઈ શકાય છે. ઈબ્ને અરબી (રહ.)એ લખ્યું છે કે, આખા વર્ષમાં એક રાત એવી આવે છે કે, જેમાં બીમારીઓ વરસે છે અને ખુલ્લા વાસણોમાં પ્રવેશી જાય છે. એટલા માટે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વાસણ અને ઘડા પર ઢાંકણ રાખવાનો હુકમ આપ્યો છે અને જો કોઈ ઢાંકણ ન હોય તો ‘‘બિસ્મિલ્લાહ’’ પઢીને તવક્કુલની સાથે ફક્ત એક આડી લાકડી મૂકી દેવી જોઈએ.

## મસ્જિદના આદાબ :

મસ્જિદો એ અલ્લાહ તઆલાનાં ઘર છે અને બધી જ જગ્યાઓથી શ્રેષ્ઠ છે. મુસલમાને વધારે બેઠક મસ્જિદમાં જ રાખવી જોઈએ અને એઅતિકાફની નિય્યત કરી લેવી

જોઈએ. હદીસ શરીફમાં આવે છે કે, ‘જે માણસને જુઓ કે તે મસ્જિદમાં આવે–જાય છે અને મસ્જિદથી તેનો તઅલ્લુક–સંબંધ જોડાઈ ગયો છે તો તેના મુસલમાન હોવાની ગવાહી આપો.’ અલ્લાહ તબારક વ તઆલાએ ફરમાવ્યું છે : “**ઈન્નમા યઅ્મુરૂ મસાજિદલ્લાહિ મન આ–મન બિલ્લાહિ વલ યવ્મિલ આખિરી**–નિઃશંક, તે લોકો જે અલ્લાહ અને આખિરત પર ઈમાન ધરાવે છે તે લોકો જ મસ્જિદોને આબાદ રાખે છે.”

હદીસ શરીફમાં આવે છે કે, જે મુસલમાન મસ્જિદથી પોતાનું દિલ લગાવી લે છે, ને એક નમાઝ પછી બીજી નમાઝની રાહ જુએ છે તો તેને અલ્લાહ તઆલા અર્શના છાંયડામાં જગ્યા આપશે. મસ્જિદોમાં દુનિયાની વાતો કરવી જાઈઝ નથી. મસ્જિદો એ અલ્લાહ તઆલાની ઈબાદત, નમાઝ, તિલાવત અને વઅઝ અને તબ્લીગના માટે છે. બનાવનારે તેમને એ જ હેતુથી બનાવી છે. મસ્જિદમાં દાખલ થતી વખતે જમણો પગ મૂકો અને આ દુઆ પઢો : “**બિસ્મિલ્લાહિ વસ્સલાતુ અલા રસૂલિલ્લાહિ અલ્લાહુમ્મગ્ફિર્લિ ઝુનૂબી વફ્તહ્ લી અબ્વા–બ રહ્મતિક.**” મસ્જિદમાં બેસવાથી પહેલાં બે રકા'ત નફલ તહિય્યતુલ મસ્જિદની અદા કરો. જો નફલનો મોકો ન હોય તો ચાર વાર '**સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ**

**વ લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર'** પઢી લો. મસ્જિદથી બહાર નીકળો તો ડાબો પગ બહાર કાઢો અને ઉપરોક્ત દુઆ પઢો, પરંતુ **'રહમતિક'**ની જગ્યાએ **'ફઝલિક'** કહો અને આટલું વધારો **''અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિ ર્રજીમિ વ જુનૂદિહી.''**

**અઝાનના આદાબ :**

મુઅઝ્ઝિન જ્યારે અઝાન આપે તો સાંભળનારાઓએ અઝાનના શબ્દો દોહરાવવા જોઈએ. અલબત્ત, મુઅઝ્ઝિનની સાથે સાથે ન દોહરાવે, પરંતુ થોભવાના ગાળામાં દોહરાવે. મુઅઝ્ઝિન જ્યારે **'હય્ય અલસ્સલાહ'** કહે તો તેના જવાબમાં **'લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ'** કહેવું જોઈએ અને **''અસ્સલાતુ ખય્રુમ મિનન્ નવ્મ''**ની જગ્યાએ **'સદક્ત વ બરર્‌ત'** કહેવું જોઈએ અને જ્યારે અઝાન પૂરી થાય તો દુરૂદ શરીફ પઢે અને આ દુઆ પઢે : **''અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દઅ્વતિત્તામ્મતિ વસ્સલાતિલ કાઈમતિ આતિ મુહમ્મદનિલ વસીલ–ત વલ ફઝીલ–ત વબ્અસ્હૂ મકામમ્ મહમૂદનિલ્લઝી વઅદ્‌તહુ ઈન્ન–ક લા તુખ્લિફુલ મીઆદ.''** ''અઝાન અને ઈકામત''ની વચમાં ખૂબ દુઆ કરવી જોઈએ. હદીસ શરીફમાં આવ્યું છે કે, એ સમય

દુઆની કબૂલિય્યતનો છે અને એ સમયના માટે આ દુઆ રિવાયત થઈ છે : ''**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ આફિય–ત ફિદ્દુન્યા વલ આખિરતિ.**'' આ દુઆ સઘળી દુઆઓની જામેઅ છે અને ઘણી ફઝીલત રાખે છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બીજા મોકાઓના માટે પણ એ દુઆની તાકીદ ફરમાવી છે.



# પ્રકરણ—૧૦

## નમાઝનું બયાન :

**નમાઝની તૈયારી :** નમાઝના માટે મસ્જિદમાં જલદી જવું જોઈએ, જેથી અઝાનથી પહેલાં વુઝૂ કરીને મસ્જિદમાં હાજર રહો. જો એ ન થઈ શકે તો અઝાનનાં પછી તરત જ મસ્જિદમાં પહોંચવાની કોશિશ કરવામાં આવે. હદીસ શરીફમાં આવે છે કે, અવ્વલ વખતની ફઝીલત આખિર વખત પર એવી છે, જેવી કે આખિરતને દુનિયા પર ફઝીલત છે. નાચીઝ વિવરણકાર કહે છે કે, અવ્વલ વખત નમાઝ પઢવાની આમ ફઝીલત શાફિઈ ઉલમાનો મસ્લક છે. ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) બીજી હદીસોની રોશનીમાં એ ફરમાવે છે કે, ગરમીની સિઝનમાં ઝોહરની નમાઝમાં જલદી ન કરવામાં આવે. ગરમીની તેઝી ઓછી થઈ જાય પછી પઢે અને ઠંડીમાં અવ્વલ વખત પઢવી મુસ્તહબ છે. અસરની નમાઝમાં એટલું મોડું કરવું મુસ્તહબ છે કે અસરનો સમય શરૂ થઈ જવાના પછી જો

કોઈ કાંઈ નફલ પઢવા ચાહે તો પઢી શકે, કારણ કે અસરના પછી નફલ નમાઝ પઢવી સહીહ નથી. અલબત્ત, એટલું મોડું ન કરે કે સૂરજમાં પીળાશ પેદા થઈ જાય. વાદળના દિવસે ફજર, ઝોહર અને મગરિબની નમાઝમાં સ્હેજ મોડું કરવું મુસ્તહબ છે. અલબત્ત, તે દિવસે અસરની નમાઝમાં જલદી કરવું બેહતર છે. આ મસાઈલ હનફી ફિકહથી નકલ કરેલ છે.

## નમાઝની સુન્નતો :

ફર્ઝોથી પહેલાં અને પછી જે સુન્નત નમાઝો છે તેમની હિફાઝત રાખવી જોઈએ. જો લાચારીથી કોઈ સુન્નત છુટી જાય તો તેની કઝા કરે.

ખુશૂઅ, ખુઝૂઅ, આજિઝી અને એક ધ્યાનથી નમાઝ પઢે. કિયામ સારો કરે, કુર્આન શરીફની તિલાવતમાં તરતીલ અને તજવીદનો ખ્યાલ રાખે. રુકૂઅ, સિજદા તથા બીજા રુકનોને શાંતિથી અદા કરે. નમાઝની સુન્નતો, મુસ્તહબોને અદા કરે. નમાઝને બાતિલ અને મકરૂહ કરવાવાળી વાતોથી છેટો રહે. આ રીતની નમાઝ એક રોશન ઈબાદત બનીને દુઆ કરશે કે ખુદાપાક આ નમાઝીની હિફાઝત કર, જેવી રીતે એણે મારી હિફાઝત કરી અને જો નમાઝને પૂરા ઝાહિરી અને બાતિની

આદાબની સાથે અદા ન કરી તો તે નમાઝ બેનૂર રહેશે. હદીસ શરીફમાં છે કે, નમાઝને જેટલી સમજીને પઢવામાં આવે તેટલો જ નમાઝીને તેનાથી ફાયદો પહોંચે છે. હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે, જે નમાઝ દિલની હાજરી અને વિચારોને એક બાજુ કરીને અદા નથી કરવામાં આવતી તે નમાઝ અઝાબથી હિફાઝત નથી કરી શકતી. શયતાન મલઊન એ જ ચાહે છે કે મુઅમિનને દિલના ધ્યાનની સાથે નમાઝ ન અદા કરવા દે. ઉપરાંત, જાતજાતના દુનિયાના વિચારો તેના દિલો–દિમાગમાં નાખીને તેની નમાઝને બગાડી નાખે. શયતાની અસરોથી બચવાના માટે ઉલમાએ કિરામે કહયું છે કે, નમાઝ શરૂ કરવાથી પહેલાં કુલ અઊઝુ બિરબ્બિન્નાસ પઢવું જોઈએ, જેથી શયતાનની શરારતથી સલામત રહે. શયતાન અને તેની અસરોનો મસ્અલો ઘણો અગત્યનો છે. વિવરણકારે આ વિષયના જુદા જુદા પાસાઓ પર પોતાની કિતાબ ''મહાસિને મુઝિહુલ કુર્આન''માં વિગતવાર ચર્ચા કરેલી છે.

## નમાઝમાં કુરઆન શરીફની તિલાવત :

અલ્હમ્દુ શરીફના પછી હંમેશા કોઈ ખાસ સૂરત ન પઢવામાં આવે, પરંતુ ત્યારે જયારે હદીસ શરીફમાં કોઈ ખાસ નમાઝમાં ખાસ સૂરત પઢવાની ફઝીલત આવી હોય.

જે રીતે જુમ્અહના દિવસે સવારની નમાઝમાં અલિફ લામ મીમ સિજદા અને હલ અતા અલલ ઈન્સાની...ની સૂરતો પઢવાની ફઝીલત આવી છે. નમાઝમાં જરૂરતના સમયે ટૂંકી સૂરતો પઢવી જોઈએ. હઝરત મઆઝ બિન જબલ (રદિ.) ઈમામત કરતી વખતે લાંબી સૂરતો પઢયા કરતા હતા. લોકોએ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી શિકાયત કરી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત મઆઝ (રદિ.)થી ફરમાવ્યું કે, શું તમે દીનમાં ફિત્નો પેદા કરવા ચાહો છો ? આજથી સૂરએ વશ્શમ્શ અને વલ્લયલ પઢયા કરો. હદીસ શરીફમાં આ પણ આવ્યું છે કે, એક વાર હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મગરિબની નમાઝમાં સૂરએ મુરસલાત તિલાવત ફરમાવી. સારાંશ કે ઈમામને જોઈએ કે સંજોગોને જોઈને નાની–મોટી સૂરતોની પસંદગી કરે.

## ઈમામની ઈક્તિદા-તાબેદારી :

જમાઅતની નમાઝમાં ઈમામની તાબેદારી પૂરી રીતે કરવી જોઈએ અને નમાઝના દરેક રુકનમાં ન ઈમામની બરાબરી કરવામાં આવે અને ન ઈમામથી આગળ વધી જાય. હદીસ શરીફમાં આવે છે કે, જે મુક્તદી ઈમામથી આગળ થઈ જાય છે તેની પેશાની શયતાનના હાથમાં હોય છે.

## પહેલી સફની ફઝીલત :

નમાઝમાં પહેલી સફમાં ઊભા રહેવાની કોશિશ કરવી જોઈએ, પરંતુ નમાઝીઓના માથાની ઉપરથી જવા અને તેમને તકલીફ દેવાથી બચવામાં આવે. પહેલી સફમાં જગ્યા હોવા છતાં પાછળની સફમાં ન બેસે. હદીસ શરીફમાં છે કે, જે નમાઝી પોતાની સુસ્તી અને આળસના લઈ હંમેશા પહેલી સફથી મહરૂમ રહેશે, તે પોતે પોતાને ખુદાની રહમત અને તેના ફઝલથી મહરૂમ રાખશે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પહેલી સફના માટે ત્રણ વાર મગફિરતની દુઆ ફરમાવતા હતા અને ત્રીજી સફના માટે એક વાર દુઆ ફરમાવતા હતા. સફોને સીધી કરવી પણ જરૂરી છે. શરીઅતે સફોને સીધી કરવાની જવાબદારી ઈમામ પર નાખી છે અને તેને તાકીદ કરી છે કે, તે સફોનો ખ્યાલ રાખે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફોને ઠીક કરવાનો પોતે પણ ઘણો એહતિમામ–પ્રબંધ ફરમાવતા હતા અને ચેતવણી આપતા હતા કે, "લોકો ! પોતાની સફોને સીધી કરી લો. કયાંક એવું ન થાય કે અલ્લાહ તઆલા તમારા દિલોને એકબીજાથી વાંકા કરી દે." એવી જ રીતે સફોમાં નમાઝીઓએ હળીમળીને ઊભા રહેવું જોઈએ. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : સફમાં જો થોડીક જગ્યા ખાલી રહી જાય છે તો



ત્યાં શયતાન બકરીના બચ્ચાની જેમ ઘુસી આવે છે.

## જમાઅતની ફઝીલત અને તેની અગત્યતા :

નમાઝને જમાઅતની સાથે અદા કરવાની ઘણી તાકીદ આવી છે. જમાઅતની નમાઝને એકલી નમાઝ પર ૨૭ દરજ્જા ફઝીલત પ્રાપ્ત છે. જો કોઈ કારણથી ઘર પર નમાઝ પઢો તો કોઈ બીજાને પોતાની સાથે શામિલ કરી લો, જેથી જમાઅતનો સવાબ મળી જાય અને જમાઅત છોડવાની વઈદ અને સજાથી બચી જાઓ. હદીસ શરીફમાં છે કે, ''કયાં તો લોકો જમાઅત છોડવાથી બા'ઝ (અળગા) રહે, નહિ તો હું તેમના ઘરોમાં આગ લગાડી દઈશ.'' વળી, જુમ્અહની નમાઝની ઔર પણ વધારે તાકીદ છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, ''જે માણસ લગાતાર કોઈ કારણ અને લાચારી વિના ત્રણ જુમ્અહ છોડી દેશે, ખુદા પાક તેના દિલ પર સખ્તીની મુહર મારી દેશે.'' જો આપણને એ જાણ થઈ જાય કે એક બાદશાહ પોતાની પ્રજામાં દોલત વહેંચી રહયો છે તો શું આપણે તેની પાસે દોડી દોડીને ન જઈશું ? પછી જુમ્અહની નમાઝ, જેમાં માલિકુલ મુલ્ક પોતાના બંદાઓ પર ફઝલો–કરમનો વરસાદ વરસાવે છે, તેનાથી એક મુઅમિન કેમ મહરૂમ રહી શકે છે ?



જુમ્અહની નમાઝથી મહરૂમીનું કારણ એ જ હોય શકે છે કે માણસ કોઈ સખ્ત બીમારીમાં સપડાયો હોય અથવા કોઈ મુસ્લિમની તીમારદારીમાં લાગેલ હોય કે જો તેને છોડીને જાય છે તો તે મુસલમાનની જિંદગી સંકટમાં મૂકાઈ જાય છે. તો એવી સૂરતોમાં તેને લાચાર સમજવામાં આવશે. અલ્લાહ તઆલાના નેક બંદાઓ દીની ફર્ઝોની અદાયગી માટે એવી એવી મુસીબતો અને પરેશાનીઓ વેઠે છે કે, જો પર્વતો પર તે મુસીબતો નાખી દેવામાં આવે તો તે પણ ચૂરેચૂરા થઈ જાય.

નાચીઝ વિવરણકારે પોતાની કિતાબ 'શોહદાએ હક'માં હઝરાતે સહાબા (રદિ.) અને બુઝુર્ગાને ઉમ્મત પર ગુજરનારી સખ્તીઓ અને તે હઝરાતના સબ્ર અને દઢતા પર થોડાક બોધદાયક બનાવો ભેગા કર્યા છે, જેથી આજના મુસલમાન પુરુષો અને સ્ત્રીઓ પોતાના પૂર્વજોથી બોધ ગ્રહણ કરે અને જે દેહ સહૂલતમાં આપણે લોકો સંડોવાતા જઈ રહયા છીએ તેને દૂર કરીએ.

**''અય લા ઈલાહ કે વારિસ બાકી નહી હૈ તુઝમેં,**
**ગુફતારે દિલબરાના કિરદારે કાહિરાના;**
**તેરી નિગાહસે દિલ સીનોંમેં કાંપતે થે,**
**ક્યૂં ખો ગયા હૈ, તેરા જઝબે કલંદરાના;**
**યે બંદગી ખુદાઈ, વો બંદગી ગદાઈ,**
**યા બંદએ ખુદા બન, યા બંદએ ઝમાના.**

—અલ્લામા ઈકબાલ (મર્હૂમ)

## નમાઝની તાકીદ કરવાનો હુકમ :

પોતાના ઘરવાળાઓને નમાઝની તાકીદ કરવી જોઈએ. પછી જો કોઈ ન માને તો તેને શિખામણથી સમજાવવામાં આવે, એના પછી ડરાવવામાં આવે, ત્યાર પછી પણ ન માને તો તેની સાથે સખ્તી કરવી જરૂરી છે. તે છતાં પણ ન માને તો તેને પોતાનાથી જુદો કરી આપો. હદીસ શરીફમાં છે કે, આપણા (મુસ્લિમો) અને મુશરિકો વચ્ચે નમાઝ પઢવાથી ઈમ્તિયાઝ–ફર્ક કાયમ થાય છે અને જેણે નમાઝ છોડી દીધી, તે જાણે કે મુશરિક થઈ ગયો. હદીસ શરીફમાં આ પણ આવ્યું છે કે, બેનમાઝીનો દીન નથી અને નમાઝ છોડવાનો દાખલો એવો છે, જાણે શરીરથી માથું જુદું થઈ ગયું હોય.

## જુમ્અહના આદાબ :

જુમ્અહનો દિવસ ઘણી ફઝીલતનો દિવસ છે. તેને ઈબાદતના માટે ખાસ કરી લેવો જોઈએ. જુમ્અહના દિવસે એક ઘડી દુઆની કબૂલિયતની હોય છે. બંદો તે ઘડીમાં પોતાના રબથી જે માંગે છે તે મેળવે છે અને જે બુરાઈથી પનાહ ચાહે છે તેનાથી પનાહ મેળવે છે.

જુમ્અહના દિવસે મસ્જિદે બધાથી પહેલાં પહોંચવાની કોશિશ કરવી જોઈએ. ખુત્બો સાંભળવા માટે ઈમામની

પાસે બેસવું જોઈએ. ખુત્બહ ચૂપચાપ સાંભળવો જરૂરી છે. ખુત્બહની વચ્ચે કોઈ ઝિક્રફિક્રમાં ન લાગવું જોઈએ, એનાથી ખુત્બહ વખતે ખામોશીના સવાબથી મહરૂમી થઈ જશે. તે વખતે અસલ ઈબાદત ખુત્બહને સાંભળવું અને તેના પર મનન કરવું છે. નાચીઝ વિવરણકાર કહે છે કે, લેખકે જુમ્અહના દિવસે કબૂલિયતની ઘડીનું જે વર્ણન કર્યું છે તેને નક્કી કરવામાં ઘણાં કથન છે. જેમાંથી વધુ યોગ્ય કથન આ છે કે, તે ઘડી જુમ્અહના પછીથી અસર સુધી રહે છે. જેમ કે હઝરત ફાતિમહ (રદિ.)નો એ જ નિયમ હતો. આપ જુમ્અહથી અસર સુધી દુઆમાં મશ્ગૂલ રહેતાં હતાં. જુમ્અહની નમાઝ પછી કોઈ જાતની વાતચીત કર્યા વિના અને જગ્યા બદલ્યા વિના સૂરએ ફાતિહા, સૂરએ ઈખ્લાસ અને મુઅવ્વઝતૈન (બન્ને કુલ અઊઝુ) સાત સાત વાર પઢો અને સુન્નતો અને નફલોથી પરવારીને **સુબ્હાનલ્લાહિલ અઝીમ વબિહમ્દિહિ** ૧૦૦ વાર પઢો. હદીસ શરીફમાં તેની ઘણી ફઝીલત આવી છે.



# પ્રકરણ—૧૧

## ઝકાત અદા કરવાનું બયાન :

નિસાબધારી મુસલમાનોએ ઘણી ખુશી અને શુક્રગુઝારીની લાગણી સાથે ઝકાત અદા કરવી જોઈએ. ઉત્તમ રીત આ છે કે જ્યારે માલ પર એક વર્ષ પૂરું થઈ જાય તો તેમાંથી ઝકાતનો ભાગ જુદો કરી દેવો જોઈએ અને જુદા ભાગમાંથી ઝકાત વહેંચાતી રહે. આ રીતે ખુદા તઆલા અગણિત બરકતો ઉતારશે અને તે માલને સર્વે પ્રકારની આફતોથી બચાવશે. ખેતરો અને બગીચાના અનાજ તથા ફળોનાં સૂકાઈ જવા પછી હિસાબ લગાવો કે આમાં ઝકાતનો ભાગ કેટલો છે, પછી તેને જુદો કરો. એથી પહેલાં તેમાંથી કંઈ ન ખાઓ. જે માલદારો ઝકાતથી બચવા માટે બખ્શિશનો હીલો કરે છે અને બીજી યુક્તિઓથી ગેરહકદારોને ઝકાત દે છે યા તે માણસને ઝકાત આપે છે, જેનાથી તે કોઈ જાતના દુન્યવી લાભની આશા રાખે છે તો એ પ્રકારનાં હીલાઓ, ચાલાકીઓને ખુદાપાક ખૂબ જાણે છે. એવો માણસ ન ફક્ત આખિરતમાં તેની સજા પામશે, બલકે દુનિયામાં પણ સજા ભોગવશે.

ફરી જે માલદાર લોકો ઝકાત કાઢતા જ નથી તેમનો શું હાલ થશે ? એ જ તે લોકો છે, જેમણે હિદાયતના બદલે ગુમરાહી અપનાવી છે એ લોકો જ સખ્ત નુકસાનમાં છે. શરીઅતમાં આ વાત નક્કી છે કે, નમાઝ અને ઝકાત બન્નેના છોડનારા એક જ દરજ્જામાં છે. હઝરત અબૂબક્ર (રદિ.)એ ઝકાત દેવાથી ઈન્કાર કરનારાઓની વિરુદ્ધ જિહાદ કર્યો અને તેમને મુર્તદ–ઈસ્લામથી ફરી જનારા ઠેરવ્યા. એ હકીકત છે કે જો માલદાર અને નિસાબધારી મુસલમાન ઠીક ઠીક ઝકાત અદા કર્યા કરે તો ઉમ્મતના ગરીબ વર્ગની મુશ્કેલીઓ એટલી ન વધે કે તે અમીર વર્ગની વિરુદ્ધ ઈર્ષા અને મુખાલિફતની કાર્યવાહીઓ હાથ ધરવા લાચાર થઈ જાય. ગરીબ અને મજૂરની ભલાઈનાં નામ પર દુનિયામાં જે ચળવળો ઊભી થતી રહી છે અને જે ચળવળોનાં કારણથી મુસ્લિમ હાકિમો દરરોજ બગાવતોનો સામનો કરે છે એ સૂરત પેદા ન થાય.

કુર્આને કરીમે વારંવાર અમીર વર્ગને મોજશોખની ફુઝૂલખર્ચીવાળા જીવનથી દૂર રહેવા અને હુઝૂરે રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને આપના સહાબા (રદિ.) અને અવલિયાના જેમ સાદું જીવન અપનાવવાની ભલામણ કરી છે, જેથી મોજશોખ અને તેની અસરો (તબાહી અને ખૂન–ખરાબા)થી આ ઉમ્મત સલામત રહે.

## સદકએ ફિત્ર :

સારી હાલતના મુસલમાનો પર પોતાની અને પોતાનાં ઘરવાળા–બીબી અને બચ્ચાંઓ તરફથી સદકએ ફિત્ર દેવો વાજિબ છે. હદીસ શરીફમાં છે કે, સદકો આફતો અને મુસીબતોને દૂર કરે છે. એમાં વાજિબ અને નફલી બન્ને સદકા શામિલ છે.

સદકએ ફિત્ર રોઝાઓનો શુક્રિયહ છે અને તે ઈદુલ ફિત્રની ખુશીના મોકા પર દેવામાં આવે છે, જેથી ગરીબ મુસલમાન તેનાથી પોતાની જરૂરત પૂરી કરે અને ઈદની ખુશીમાં શરીક–ભાગીદાર થઈ શકે. એટલા માટે આ સદકાનો સવાબ વધારે છે.

## સદકાના જરૂરી મસાઈલ :

સદકો, ખેરાત પોતાના સારા માલમાંથી દેવામાં આવે અને છૂપી રીતે આપે, જેથી લેવાવાળા ગરીબની બેઈઝઝતી ન થાય. એવી ખેરાત દેખાવની ખેરાતથી ૭૦ દરજજા ફઝીલત ધરાવે છે. રિયાકારી–દેખાવની ખેરાત મૃગજળ જેવી છે, જે આખિરતમાં કંઈ જ કામ ન આવશે. સવારે ઉઠીને કાંઈ ને કાંઈ ખેરાત કરવી જોઈએ. દરવાજે આવેલા સવાલીને પાછો ન કાઢવો જોઈએ, ચાહે તો ખજૂરનો એક ટૂકડો જ કેમ ન હોય. સવાલી ખુદા તઆલાનો મોકલેલો



હોય છે. જો તમારી પાસે કંઈ જ ન હોય તો તેને ઘણી નરમીથી કારણ બતાવીને પાછો મોકલો. હદીસે કુદ્સીમાં આવે છે કે, ''ખુદાપાક કિયામતના દિવસે ફરમાવશે : હું તમારી પાસે ભૂખ્યો–તરસ્યો આવ્યો, પરંતુ તમે મને ખાવું ન ખવડાવ્યું.'' (હદીસની છેવટ સુધી) ગાલિબ મર્હૂમે હદીસના એ જ ભાવાર્થને આ શેરમાં વર્ણવ્યો છે :

**''બદલ કર ગરીબોંકા હમ ભેસ ગાલિબ,**
**તમાશાએ અહલે કરમ દેખતે હૈં.''**

ખેરાત કરવાથી અલ્લાહ તઆલા તવંગરી આપે છે અને ખેરાત ન કરનારો ગરીબીમાં સપડાઈ જાય છે. ખેરાતથી ઉંમર અને રોઝીમાં વધારો થાય છે અને બુરી મોતથી બચાવ થાય છે. સદકો, ખેરાત કિયામતના દિવસે સખાવત કરનારના માથા ઉપર કિયામતની સખ્તીઓથી એક ઢાલ–બચાવનું સાધન થશે. ખેરાત આપો તો એમ સમજીને આપો કે, અલ્લાહ તઆલાએ મારી કમાણીમાં તેનો ભાગ નક્કી કર્યો છે, મેં તે જ અદા કર્યો છે. ગરીબનું મારા પર એહસાન–ઉપકાર છે કે તેણે કબૂલ કરીને મને ફર્ઝથી મુક્ત કર્યો અને મને દીન–દુનિયાની ભલાઈઓથી માલામાલ કરી આપ્યો.





## પ્રકરણ—૧૨

### રમઝાન શરીફના રોઝાનું બયાન :

### રોઝાની ફઝીલત :

રોઝા ઘણી અગત્યની ઈબાદત છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે, ''રોઝા મારા માટે છે અને હું પોતે જ તેનો બદલો આપીશ'' અને બીજી હદીસ મુજબ ફરમાવ્યું : ''હું પોતે જ તેનો બદલો છું.'' રમઝાન શરીફમાં નફલ નમાઝનો સવાબ ફર્ઝોના બરાબર થઈ જાય છે અને એક ફર્ઝ સિત્તેર ફર્ઝોના જેટલો થઈ જાય છે. રમઝાન શરીફ રૂહાનિયતની વસંતઋતુ છે. તેમાં નેકીઓ એ જ પ્રમાણે ફાલેફૂલે છે, જે રીતે વસંતઋતુમાં વૃક્ષો અને છોડવા ખૂબ યુવાનીમાં આવી જાય છે. એ માસમાં નફસને ભૂખ–તરસની કેદમાં નાખવામાં આવે છે અને એ જ ખ્વાહિશો છે, જે નફસને અલ્લાહની બંદગીથી રોકે છે. હદીસ


શરીફમાં છે કે, આ માસમાં દરરોજ સવારે એક રહમતનો ફરિશ્તો પુકારે છે : ‘‘હે નેકી કરનાર આગળ વધ અને હે બુરાઈ કરનાર પાછો વળ.’’ આ બરકતવંત માસમાં વધુથી વધુ ધ્યાન આખિરતની તલબ અને ઈબાદતના કામો પર દેવું જોઈએ. સવિશેષ છેલ્લા અશરહ–દાયકામાં તો ખૂબ જ ઈબાદત કરવી જોઈએ અને જો થઈ શકે તો એઅતિકાફ પણ કરવામાં આવે.

## તરાવીહમાં કુરઆન શરીફ :

રમઝાન શરીફની રાત્રીઓમાં તરાવીહમાં કુરઆન શરીફ પઢવાની ખાસ તાકીદ આવી છે. અમુક માણસો તરાવીહની નમાઝમાં કમી કરે છે અને અમુક માણસો તરાવીહના કારણે ફર્ઝોમાં કમી કરે છે. આ બંને વાતો ખોટી છે. પુનિત પૂર્વજોનો એ નિયમ રહયો છે કે, તે પૂરા પ્રબંધથી તરાવીહની ૨૦ રકા'તો પઢતા હતા અને છેલ્લા અશરહની મુબારક રાત્રીઓમાં કુરઆન શરીફ પૂરું કરતા હતા.

શબે કદ્રની ઈબાદત પણ ઘણી ફઝીલત રાખે છે. આ એક રાત હજાર માસથી અફઝલ છે. એ જ તે રાત છે, જેમાં હક તઆલા કઝા અને કદરના ફૈંસલા ફરમાવે છે અને જે કાંઈ વર્ષ પૂરું થતાં સુધી થવાનું છે તે બધું નક્કી



ફરમાવીને કઝાના કારકુનોને સોંપી આપે છે. દિલવાળા આ રાત્રીની રૂહાની તજલ્લીઓનો મુશાહદો–દર્શન કરે છે. જુએ છે કે કઈ રીતે આકાશના દરવાજા ખુલે છે અને રહમતના ફરિશ્તા આકાશ પર જાય છે અને આવે છે. અમુક વાર દિલવાળાઓને એ પણ દેખાય છે કે સર્વ મખ્લૂક પોતાના માલિકને સિજદો કરી રહી છે.

ઘણાં આલિમોના નજીક છેલ્લા અશરહની તાક–એકી રાત્રીઓમાંથી એક રાત શબે કદ્ર હોય છે. અમુક આલિમોને કશ્ફ થયો કે શબે કદ્ર ૨૭ મી રાતના હોય છે. અકાબિરની એક જમાઅતનો ખ્યાલ છે કે, શબે કદ્ર રમઝાન શરીફની જુદી જુદી રાત્રીઓમાં હોય છે અને એનાથી ઈશારો મળે છે કે, પૂરો માસ રાત્રે જાગવાની ફઝીલત પ્રાપ્ત કરવામાં આવે અને કોઈ રાત પણ ગફલત–લાપરવાહીમાં બરબાદ ન કરવામાં આવે.

રમઝાન શરીફના રોઝાઓ અને બીજી ઈબાદતોનો ખરો લુત્ફ માણવો હોય તો આ પાક માસમાં સવિશેષ હલાલ રોઝીનો પ્રબંધ–એહતિમામ રાખવામાં આવે. હલાલ ખાણાથી રોઝો ખોલો અને એનાથી જ બીજાઓને રોઝા ખોલાવો. ગુરૂબનું યકીન થઈ જવા પછી ઈફતારમાં મોડું ન કરવામાં આવે અને સેહરીમાં પણ એટલું મોડું ન કરવામાં આવે કે સુબ્હે સાદિકના ઉગી જવાની શંકા થવા

લાગે. આ માસને ગમખ્વારી–હમદર્દીનો માસ કહેવામાં આવ્યો છે. એટલા માટે ગરીબોને ખૈર–ખૈરાત કરવા અને પાડોશીઓ તથા સગાં–સ્નેહીઓને ભેટ દેવાની ઘણી તાકીદ આવી છે.

હદીસ શરીફમાં છે કે, રોઝાદારોને રોઝા ખોલાવવા જોઈએ, ચાહે પાણીના એક ઘૂંટથી જ કેમ ન હોય. રોઝા ખોલાવનારને વધુ એક રોઝાનો સવાબ મળે છે. રોઝાઓમાં લિઝઝતવાળી અને ઉમદા વાનગીઓ ખાવી રોઝાના હેતુની વિરુદ્ધ છે. સાદો ખોરાક ખાવો અને ઓછા પ્રમાણમાં ખાવું નફસની ખ્વાહિશનું જોર તોડે છે અને ઉત્તમથી ઉત્તમ વાનગીઓ ખૂબ પેટ ભરીને ખાવાથી ન તો ખ્વાહિશોનું જોર તૂટે છે અને ન ઘટે છે.

**નફલી રોઝા** : ફર્ઝ રોઝા ઉપરાંત નફલ રોઝા પણ રાખવા જોઈએ. દા.ત. મુહર્રમની ૯,૧૦ અથવા ૧૦, ૧૧ તારીખના બે રોઝા, ઝિલ્હજમાં અરફાનો રોઝો અને દર માસે સોમ, જુમેરાત અને જુમ્અહનો રોઝો. હદીસ શરીફમાં રોઝાને રિયાઝત અને મુજાહદહનો પાયો કહેવામાં આવ્યો છે અને એ ઈબાદતને અડધું સબ્ર ઠરાવવામાં આવ્યું છે. હદીસ શરીફમાં છે કે, રોઝાદારના માટે બે ખુશીઓ હોય છે : એક ઈફતાર વખતે અને બીજી અલ્લાહ પાકના દીદાર સમયે અને રોઝાદારના મોઢાની

ખુશ્બૂ[1] અલ્લાહ પાકના નજીક મુશ્ક–કસ્તૂરીથી પણ વધારે સારી છે.

નાચીઝ વિવરણકાર કહે છે કે, લેખક અલ્લામા (રહ.)એ રોઝાની કબૂલિયતના માટે હલાલ રોઝીની તાકીદ કરી છે; પરંતુ હલાલ રોઝીની મહત્તા શરીઅતમાં પ્રત્યેક સમયે છે અને દરેક ઈબાદત ખૈર–ખૈરાત અને ઝકાતની કબૂલિયત હલાલ ખાણાં અને હલાલ રોઝી પર આધારિત છે.

મુસ્લિમોએ શરીઅતના એ પાયાના હુકમને છોડી દીધો છે. જો કે વર્તમાન ગેર ઈસ્લામી વાતાવરણમાં હલાલ રોઝી અતિ મુશ્કેલ સમસ્યા બની ગઈ છે, તે છતાં પણ પ્રત્યેક મુસ્લિમના માટે જરૂરી છે કે, જ્યાં સુધી શક્ય હોય પોતાની કમાણીને ધોકા, ચાલબાજી અને જૂઠથી પાક રાખે. અલ્લાહ તઆલા આપણી નિય્યતોને સારી રીતે જાણે છે. આપણા દિલી ઈરાદાઓ પર જ તે આપણી સાથે સારી અથવા ખરાબ વર્તણૂક કરશે. હે પરવરદિગાર ! અમારા કસૂરો, કોતાહીઓને માફ ફરમાવજે, આમીન !



---

૧. ફઝાઈલે રમઝાનમાં ‘બદબૂ’નો શબ્દ છે, જે ભૂખની હાલતમાં પેદા થઈ જાય છે. (પેજ–૧૩)

# પ્રકરણ—૧૩

## બયતુલ્લાહ શરીફની હજનું બયાન :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ''જે મુસલમાન બયતુલ્લાહ શરીફની હજની શકિત ધરાવતો હોય તેણે ઢીલ કર્યા વિના આ મુબારક અને અગત્યના ફર્ઝને અદા કરવો જોઈએ. શકય છે કે તમે આળસ કરો અને આ ફર્ઝ તમારાથી છુટી જાય. હદીસ શરીફમાં અતિ સખત વઈદ—ધમકી આવી છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે, ''જે મુસલમાન શક્તિ હોવા છતાં હજ ન કરે અને તેને કોઈ યોગ્ય અગવડ પણ ન હોય તો નવાઈની વાત નથી કે તે યહૂદી થઈને મરે અથવા ઈસાઈ થઈને મરે.'' અલ્લાહ કરીમ એનાથી પનાહમાં રાખે.

અલ્લાહ તઆલા જો એ લાયક કરે કે ફર્ઝ હજ ઉપરાંત નફલી હજ અને ઉમરહ પણ કરી શકતો હોય તો જરૂર એ

દોલતથી માલામાલ થવાની કોશિશ કરે. હદીસે પાકમાં છે કે, જેને ખુદા પાક તંદુરસ્તી અને દોલતથી નવાઝે અને તેના પર પાંચ વર્ષ વીતી જાય અને તે મારી તરફ ન આવે તો તે ખરાબ બંદો છે. નફલી હજ અને ઉમરહનો ઈરાદો કરનાર પ્રથમ એ જોઈ લે કે તેના શિરે બીજાના હુકૂક–હક્કો તો વાજિબ નથી ? માં–બાપની ખિદમત, બાલ–બચ્ચાંની પરવરિશ અને શિક્ષણ તથા કેળવણી, કુટુંબની વિધવાઓ અને યતીમોની દેખરેખ, મુસ્લિમોમાં દીની તા'લીમ અને તબ્લીગના માટે માલ ખર્ચ કરવો વગેરે. જો એક હેસિયતવાળો મુસલમાન આ બધી આંતરિક અને સામાજિક ઝિમ્મેદારીઓથી મુક્ત થઈ ગયો હોય તો તેણે નફલી હજ તથા ઉમરહનો ઈરાદો કરવો જોઈએ, નહિ તો નહિ.

બયતુલ્લાહ શરીફની હજમાં જવાથી પહેલાં હજના ફર્ઝો, અરકાન અને આદાબની મા'લૂમાત પ્રાપ્ત કરવી અને તેની જરૂરી દુઆઓનું યાદ કરવું જરૂરી છે. હજની સાથે વેપારનો જોડ લગાડવો યોગ્ય નથી. જો કે શરીઅતે પરવાનગી આપી છે, પરંતુ એનાથી ધ્યાન વહેંચાઈ જાય છે અને દિલી સંતોષ સાથે ઈબાદત કરવામાં ફરક પડી જાય છે. આજકાલ તો હાજીઓનો વધુ સમય બજારોમાં વિલાયતી માલની ખરીદારીમાં વેડફાઈ જાય છે અને તેમનું


દિમાગ પોતાના સંબંધીઓના માટે ભેટ–સોગાતોની વ્યવસ્થામાં ગૂંથાયેલું રહે છે. મુંબઈની કસ્ટમમાં આપણા હાજીઓનો જે હાલ થાય છે, તે બોધ માટે કાફી છે. હજના સફરને હલકો–ફુલકો રાખવો જોઈએ, જેથી હજના ફર્ઝોની અદાયગીમાં પરેશાનીમાં ન ફસાવું પડે.

હજના મુબારક સફરમાં હુઝૂરે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક રોઝાની ઝિયારત ઘણી અગત્યની અને મુબારક સઆદત છે. આપની ઝિયારત 'હયાતુન્નબી'ની ઝિયારત છે. હઝરાતે અમ્બિયા (અલૈ.) પોતાની મુબારક આરામગાહોમાં જીવતા છે. હયાતુન્નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પ્રશ્નને અમુક નાદાનોએ ઝઘડાનો પ્રશ્ન બનાવી દીધો છે. એક વર્ગ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે સામાન્ય માનવીઓની જેમ મોતનો શબ્દ વાપરે છે, પરંતુ અહલે સુન્નતના સંશોધકો સનદી પુરાવાઓની રોશનીમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હયાતની સિફતથી મુત્તસિફ–જીવંત માને છે. મવ. મુહમ્મદ કાસિમ સા. નાનોત્વી (રહ.)એ આ વિષય પર 'આબે હયાત' નામી કિતાબ લખી છે, જેમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શારીરિક અને આધ્યાત્મિક–રૂહાની વિશિષ્ટતાઓ પર ઘણી વિદ્વતાપૂર્ણ ચર્ચા કરી છે. 'અઝમતે રસૂલ' સલ્લલ્લાહુ અલયહિ વ





સલ્લમના વિષય પર એ એક અજોડ કિતાબ છે.

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઉમ્મતે મુસ્લિમહ પર એટલો હક છે કે જો આપનો ઉમ્મતી હજારો માઈલ દૂરથી માથા પર ચાલીને પોતાના આકાની નૂરાની આરામગાહની ઝિયારતથી પોતાની આંખો ઠંડી કરવા માટે હાજર થાય તો પણ આપના એહસાનોનો સહેજ પણ હક અદા ન થશે. અમુક આરિફો અલ્લાહ પાકના ઘરની હાજરીથી પહેલાં તેના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ચોખટ પર હાજરીને અફઝલ–ઉચ્ચ સમજે છે, જેથી અલ્લાહની મઅરિફત–ઓળખના ઝરણાં (ઝાતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રોશની મેળવીને હકીકી મઅબૂદના દરબારની તજલ્લીઓથી પોતાના ઈમાન–યકીનને રોશની પહોંચાડી શકે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બા–બરકત ઝાત હર હાલમાં અલ્લાહ તઆલાની નજદીકી પામવાનો વસીલો છે.

અમુક આરિફો દરબારે ઈલાહીના પછી દરબારે નબવીમાં હાજર થવાને બેહતર સમજે છે, જેથી દરજ્જાના ફરકનો ખ્યાલ રહે. નમાઝ સૌથી વધુ અગત્યની ઈબાદત છે અને તેમાં સર્વ ઈબાદતના અરકાન પછી છેવટમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ શરીફ



મોકલવામાં આવે છે. શરીઅતમાં મોટું કામ કરતાં પહેલાં પોતાના મુખ્લિસોથી મશ્વેરો કરવાની હિદાયત કરવામાં આવી છે. મશ્વરાના પછી બે રકા'ત નફલ નમાઝ ઈસ્તિખારહ—ખૈરિયત માંગવાની પઢવામાં આવે અને તેમાં મસ્નૂન દુઆ પઢવામાં આવે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે ઈસ્તિખારો કરવાવાળો નામુરાદ અને મશ્વરો કરનાર શરમિંદહ નથી થતો.



# પ્રકરણ—૧૪

## મન્નત અને કસમનું બયાન :

કોઈ સહીહ કામની મન્નત રાખ્યા પછી તેને પૂરી કરવામાં જલદી કરવું જોઈએ. મન્નતની આદત બનાવી લેવી ખરાબ છે. શયતાન મોટા ભાગે ધોકામાં નાખી દે છે. જો તમે કોઈ કામ કરવાની કસમ ખાઈ લો અને પછી તે કામનું ન કરવું તમારા મતથી બેહતર હોય અથવા કોઈ કામને ન કરવાની કસમ ખાઈ લો અને પછી તેને કરવું બેહતર સમજો તો પોતાની કસમનો કફ્ફારો અદા કરો અને ત્યાર પછી તેમ કરો. ફક્ત ખ્યાલ પર કસમ ન ખાઓ અને ન તો ગવાહી આપો. ભલે, તે વાતનો ગુમાન ગાલિબ જ કેમ ન હોય ? તો પછી ફક્ત વહેમ અને શંકા પર કસમ ખાવી અથવા ગવાહી આપવી કઈ રીતે જાઈઝ થઈ શકે છે ?



# પ્રકરણ—૧૫

## હરામ અને શંકાના માલનું બયાન :

હરામ અને શંકાની ચીજોથી બચવું જરૂરી છે. શરીઅતમાં તકવા અને ઈહ્તિયાત—બચીને ચાલવાને મૂળ દીન કહેવામાં આવ્યું છે અને બા—અમલ ઉલમાએ દીનનો એ જ સારો તરીકો રહયો છે. હદીસ શરીફમાં છે કે, જે ગોશ્ત હરામ માલથી પરવરિશ પામે છે તે આગથી નજીક છે અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એ પણ ફરમાવ્યું છે કે, ''જે શંકાસ્પદ વસ્તુઓથી બચે છે તે પોતાના દીન અને પોતાની આબરૂને સંભાળી લે છે અને જે શંકાસ્પદ વસ્તુઓમાં પડી જાય છે તે હરામથી બચી નથી શકતો.''

હરામ અને શંકાનો માલ ખાનાર નેક કાર્યોની તવફીક નથી પામી શકતો અને જો તે કોઈ નેક કામ કરે પણ છે તો તેમાં કોઈ ને કોઈ ખરાબી એવી પેદા થઈ જાય છે, જે તેના અમલોને બરબાદ કરી નાખે છે. જેવી રીતે ગર્વ અને દેખાડો કરવો. ખુલાસો એ કે, હરામ માલ ખાનારનો

અમલ કબૂલ કરવા પાત્ર નથી હોતો. અલ્લાહ તઆલા પાક છે, તે પવિત્ર વસ્તુઓને જ સ્વીકારે છે અને તેનું કારણ એ છે કે, અમલ અવયવોથી થાય છે અને અવયવો હરકત કરે છે ખોરાકની શક્તિથી. ફરી જો ખોરાક પણ નાપાક–અપવિત્ર હશે તો તે ખોરાકથી પેદા થનાર હરકત પણ અપવિત્ર હશે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે, જો તમે લોકો એટલી નમાઝો પઢો કે તમારી પીઠ બેવડ થઈ જાય અને એટલા રોઝા રાખો કે સૂકાઈને કાંટા થઈ જાઓ તો ત્યાં સુધી એ બેકાર છે, જ્યાં સુધી કે તમારામાં ઈબાદતની સાથે તકવો અને ઈહતિયાત પેદા ન થાય. હદીસ શરીફમાં છે કે, જે માણસ ૧૦ દિરહમમાં કોઈ કપડું ખરીદે અને તેમાં એક દિરહમ હરામનો હોય તો એવું કપડું પહેરનાર જે નમાઝ પઢશે તે કબૂલ ન થશે. જયારે ઝાહિરી લિબાસનો આ હુકમ છે તો પછી જે ખાણું શરીરની અંદર હોય છે અને તેનાથી લોહી બને છે અને તે લોહીથી રગો, રેશાઓ પરવરિશ પામે છે તો તે હરામ ખોરાકનો શું હુકમ હશે ?

**હરામના પ્રકાર :**

હરામ વસ્તુના બે પ્રકાર છે. એક તે હરામ વસ્તુઓ છે,



જે પોતાની ઝાતમાં હરામ છે, જેમ કે મુર્દાર, લોહી અને દારૂ વગેરે. એ વસ્તુઓનો ઉપયોગ બિલકુલ જ હરામ છે. ફક્ત બેબસી અને લાચારીની હાલતમાં જીવ બચાવવા માટે જરૂરત પૂરતી તે વસ્તુઓના વપરાશની રજા છે, જેથી જીવનને ટકાવી શકાય. બીજો પ્રકાર તે હરામ વસ્તુઓ છે, જે પોતાની ઝાતમાં તો હરામ નથી. અલબત્ત, બહારના કોઈ કારણથી તેમાં હુરમત આવી ગઈ હોય. જેવી રીતે કે એવા ઘઉં જે બીજાની માલિકીનાં હોય. એવી વસ્તુઓ, જ્યાં સુધી ખાનારની માલિકીમાં લેવડ–દેવડ, ભેટ અથવા વારસા તરીકે ન આવે, હલાલ નથી થતી. જો કે પોતાની ઝાતમાં તે હલાલ છે.

## શંકાસ્પદ વસ્તુઓના પ્રકાર :

શંકાસ્પદ વસ્તુઓના ઘણા પ્રકાર છે. પ્રથમ પ્રકારની તે વસ્તુઓ છે, જેમની હુરમત યકીની છે અને તેમના હલાલ હોવામાં શંકા છે. આ વસ્તુઓ હરામના હુકમમાં છે. બીજા પ્રકારની તે વસ્તુઓ, જેમનું હલાલ હોવું યકીની શંકારહિત હોય અને તેમના હરામ હોવામાં શંકા હોય, એવી વસ્તુઓનું છોડવું તકવામાં દાખલ છે. ત્રીજા પ્રકારની તે વસ્તુઓ, જેમનામાં હલાલ–હરામ બન્નેની શક્યતા હોય. એ વસ્તુઓ વિશે હદીસ શરીફમાં છે : ‘‘દઅ્ મા યુરીબુક ઈલા માલા યુરીબુક–એટલે કે જે વસ્તુઓ તમને



શંકામાં નાખે, તેમને છોડી દો અને એવી વસ્તુઓને કામમાં લાવો, જે શંકાથી પર હોય.'' માનવીનો તકવો એનાથી ઓળખી શકાય છે કે તે પોતાને શંકાસ્પદ વસ્તુઓથી બચાવે. હદીસ શરીફમાં છે કે, ''માણસ ત્યાં સુધી પરહેઝગાર નથી બની શકતો, જ્યાં સુધી તે હલાલ વસ્તુઓને છોડી ન દે, જેમના ઉપયોગથી કોઈ શંકાસ્પદ વસ્તુમાં પડી જવાનો ખતરો હોય.'' હઝરાતે સહાબા (રદિ.) ફરમાવ્યા કરતા હતા કે, અમે હલાલના ૭૦ દરવાજાને છોડી દેતા હતા, એ ડરથી કે ક્યાંક અમે હરામમાં દાખલ ન થઈ જઈએ.

આજનો યુગ તો એવો છે કે, આવી વાતોનો લોકો બિલકુલ ખ્યાલ નથી કરતા. તકવા અને પરહેઝગારીની બુનિયાદ પર શંકાસ્પદ વસ્તુઓથી બચનારા હવે ક્યાં છે ? ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન. વલા હવ્લ વલા કુવ્વ–ત ઇલ્લા બિલ્લાહિલ અલિયિલ અઝીમ. લેખક અલ્લામાએ આજથી લગભગ ૧૦૦ વર્ષ પહેલાં હલાલ અને હરામના મામલાઓમાં મુસલમાનોની લાપરવાહીની શિકાયત કરી છે. વર્તમાન સમયમાં તો મુસ્લિમોની સામાન્ય પરિસ્થિતિ ક્યાંક વિશેષ બગડી ચૂકી છે. મુસ્લિમ દેશ હોય કે ગેર મુસ્લિમ, પ્રત્યેક જગ્યાએ બિન ઈસ્લામી અર્થકારણ, વ્યાજ, ધોકો, અસલીના બદલે


નકલી, બ્લેક મારકેટ જેવી ખરાબીઓનો ગલબો છે. મોજશોખે પ્રત્યેક માનવીને દોલત કમાવાની દોડમાં લગાડી દીધા છે. ન તે હરામની પરવા કરે છે અને ન શંકાસ્પદની. એટલા માટે જે થોડીઘણી ઈબાદત મુસલમાનોમાં બાકી છે, તે પણ કબૂલિયતથી મહરૂમ છે. તેમ છતાં આવી પરિસ્થિતિમાં પણ નાઉમ્મીદ થવાની જરૂર નથી. સમાજને ઈસ્લામી રંગમાં રંગવાની શક્ય કોશિશ કરવી પ્રત્યેક મુસ્લિમની ફરજ છે. અલ્લાહ તઆલા જાણનાર છે. એ જ કોશિશ પર તે પોતાના બંદાઓથી મામલો ફરમાવશે.

## હરામ વસ્તુઓને જાણવી જરૂરી છે :

હરામ અને હલાલના મસાઈલથી જાણકાર થવું પ્રત્યેક મુસલમાનના માટે અનિવાર્ય છે. એ સહીહ છે કે, એક મુસલમાન જાણીજોઈને હરામમાં નથી પડતો, છતાં એ વિષયમાં ત્રણ મામલામાં મનન ન કરવાથી તેનું જીવન શંકાઓના વર્તુળમાં દાખલ થઈ જાય છે. પ્રથમ હલાલ અને હરામના મામલાઓની તહકીક કરવાનું છોડી દેવામાં આવ્યું છે અને જે લોકોથી વાસ્તો પડે છે તેમની હાલતો પર નજર રાખવી અને તે પ્રમાણે તેમનાથી વર્તણૂક કરવાનું છોડી દેવામાં આવ્યું છે. જેમનાથી વાસ્તો પડે છે, તેમના


ત્રણ પ્રકાર છે :

પ્રથમ તે લોકો જેમના મામલાઓની સફાઈ અને સલાહિય્યતની આપણને જાણ હોય છે. તે લોકોની ભેટ સ્વીકારવી અને તેમનું ખાણું ખાવું વિના સંકોચે સહીહ છે.

બીજા તે લોકો જેમની દિયાનત અને ખરાબીનો મામલો આપણી જાણમાં નથી. એવા લોકોની સાથે મામલો કરતી વખતે ઘણી હિકમત અને નરમી સાથે તેમના હાલની તહકીક કરવામાં આવે અને તેમની બેઈઝઝતી અને દિલ તોડયા વિના તહકીક કરવામાં આવે. અલબત્ત, જો તપાસ કરવાથી તેમને સદમો પહોંચવાનો ડર હોય તો ચૂપકીદી અફઝલ છે.

ત્રીજા તે લોકો જેમનું ઝાલિમ અને બદદિયાનત હોવું ઉઘાડું હોય, જેવી રીતે વ્યાજખોર, હરામ વેપાર કરનાર. એવા લોકો સાથે મામલો ન કરવામાં આવે.

તે વસ્તુઓ જેમના વિશે જો તમને ગાલિબ ગુમાન છે કે તે હરામ અથવા શંકાસ્પદ છે તે વસ્તુઓને પરત કરી દેવામાં આવે, ચાહે તે વસ્તુઓ કોઈ પરહેઝગાર માણસ મારફતે તમારી પાસે આવે.

બીજું આ કે મામલાત—લેવડદેવડની બાબતે શરીઅતે


કાયમ કરેલી હદોનો ખ્યાલ છોડી દેવામાં આવ્યો છે અને જૂઠ, ધોકો, વ્યાજ, સંગ્રહખોરી જેવી આર્થિક ખરાબીઓથી બચવાની ફિકર નથી કરવામાં આવતી. હદીસ શરીફમાં વ્યાજ ખાવાને અલ્લાહ તઆલાથી લડાઈનું એઅલાન કહેવામાં આવ્યું છે અને વ્યાજનો કારોબાર કરનાર, વ્યાજના ગવાહ અને વ્યાજના લખનાર દરેક પર લઅનત કે ફિટકાર મોકલવામાં આવી છે.

રિબા અર્થાત્ વ્યાજ શું છે ? એનો ટુંકો ખુલાસો આ છે કે, જો ચાંદી–સોનાને બદલે ચાંદી–સોનાની લેવડ–દેવડ કરવામાં આવે અથવા ઘઉં અને જવ વિગેરેની તે જ વસ્તુઓથી લેવડ–દેવડ હોય તો તેમાં ઘટાડો–વધારો ન થવો જોઈએ અને હાથોહાથ કબ્જો થવો જોઈએ, નહિ તો તે વ્યાજ થશે. અલબત્ત, જો જિન્સ–પ્રકાર બદલાઈ જાય તો વધઘટ જાઈઝ થશે; પરંતુ કબ્જો ત્યાં જ વાજિબ થશે અને જાનવરનું વેચાણ જાનવરના બદલામાં અને કપડાનું કપડાના બદલામાં અને ખાવાની વસ્તુઓનું રોકડના બદલામાં દરેક રીતે જાઈઝ છે, એટલે કે વધઘટથી પણ અને ઉધારે પણ.

ત્રીજું, જીવનમાંથી સાદગી અને કરકસરને બિલકુલ છોડી દેવામાં આવી છે. જ્યારે એક મુસલમાન લિઝ્ઝતદાર ખાણાઓ, ઉત્તમ પોશાકો, ઊંચા અને કીંમતી


મકાનો અને શાદી–વિવાહની બાદશાહી રસમોમાં સપડાઈ જાય છે તો તેના માટે હરામ કમાણીથી બચવું મુશ્કેલ થઈ જાય છે. ઈમામ ગિઝાલી (રહ.)એ લખ્યું છે કે, જયારે તમે સાલભરના માટે એક મોટો કુરતો અને બે સૂકી રોટીઓ પર સંતોષ માની લેશો તો પછી હલાલ રોઝી પ્રાપ્ત કરવું તમારા માટે મુશ્કેલ ન રહેશે. હઝરત ઈબ્રાહીમ અદહમ (રહ.)એ ફરમાવ્યું છે કે, પોતાના ખાણાને હલાલ અને પાકીઝા રાખો, એ જ ફર્ઝ છે. પછી રાતે ન જાગો અને દિવસે રોઝા ન રાખો તો કંઈ વાંધો નથી.

## ઈસ્લામમાં આર્થિક પ્રયાસોનું મહત્ત્વ :

ઈસ્લામ ખુદાપાકનો આખરી અને સંપૂર્ણ દીન છે. એટલા માટે ઈસ્લામ ઈન્સાની જીવનના દરેક પાસાં અને પ્રત્યેક યુગનાં માર્ગદર્શન અને હિદાયતનો સંપૂર્ણ સામાન પોતાની પાસે રાખે છે અને પ્રત્યેક માનવીને આમંત્રણ આપે છે : ‘‘**યા અય્યુહલ્લઝી–ન આમનુદ્ ખુલુ ફિસ્સિલ્મી કાફ્ફતન્**’’ (અલ બકરહ : ૨૦૮) ‘‘લોકો ! પોતાના જીવનને સંપૂર્ણપણે ઈસ્લામના માર્ગદર્શનમાં આપી દો.’’ ઈસ્લામે જીવનના બન્ને ભાગોની વચ્ચે સંબંધ વર્ણવતા ઈરશાદ ફરમાવ્યો : ‘‘**અદ્ દુન્યા મઝરઅતુલ આખિરહ.**’’ દુનિયા આખિરતની ખેતી છે. હેતુ આ છે કે, જીવનના પ્રથમ ભાગની પોઝીશન ખેતીની

છે. એ જમીનમાં જે વાવવામાં આવશે, આખિરતમાં સારી અથવા ખરાબ સૂરતમાં એનાં જ ફળ અથવા પરિણામરૂપ હશે.

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ નાના વાક્યમાં ઘણી મોટી અને ઘણી ઊંડી હકીકત બયાન ફરમાવી છે. દુનિયા આખિરતની ખેતી છે. ખેતી પાયો અને જડ છે. પાયાથી ધિક્કાર, બેઝારી અને બેતઅલ્લુકી–અસંબંધિતતા નથી રાખી શકાતી. એટલું જ નહિ, સંપૂર્ણ ધ્યાન દઈને ખેતીને સારી, ઉમદા અને ફળદાર બનાવવાની કોશિશ થાય છે. ખેતી પર મહેનત કરવામાં આવશે અને બીજ ઉત્તમ વાવવામાં આવશે તો આખિરત એ જ લિહાઝથી શાનદાર થશે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એ જ હકીકતને સમજાવતાં ફરમાવ્યું : **''લા રહબાનિયત ફિલ ઈસ્લામ.''** (અબૂ દાવૂદ શરીફ)

ઈસ્લામમાં દુનિયા છોડવી અને જીવનના સાધનોથી મ્હોં ફેરવવું જાઈઝ નથી. ઈસ્લામથી પહેલાં રૂહાની પ્રગતિ માટે યોગ અને રહબાનિયતને અનિવાર્ય સમજવામાં આવતાં હતાં; પરંતુ ઈસ્લામે ધર્મના એ અધૂરા ખ્યાલને બિલકુલ રદ–બાતલ કરી દીધો.



# પ્રકરણ—૧૬

## અમ્ર બિલ મઅ્રૂફ અને નહ્ય અનિલ મુન્કરનું બયાન :

નેકીઓનો હુકમ આપવો, ભલાઈઓનું આમંત્રણ અને બુરાઈઓથી રોકવું મુસ્લિમોના શિરે વાજિબ છે. અલ્લાહ તઆલાએ નેકીઓને ફેલાવવા માટે જ આકાશી કિતાબો ઉતારી અને હઝરાતે અમ્બિયા (અલૈ.)ને મોકલ્યા. કુરઆને કરીમની ઘણી આયતો અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અગણિત હદીસોમાં મુસ્લિમોને દીનની તબ્લીગ અને ઈસ્લામી દઅવતથી જાણકાર કરાયા છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના છેલ્લા નબી હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પછી હવે કોઈ નબી કે રસૂલ આવનાર નથી, જે દીનની દઅવતનો ફર્ઝ પૂરો કરે. હવે એ કામ ઉલમા અને શક્તિ અનુસાર સામાન્ય મુસ્લિમોના


શિરે છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : **''વલ્તકુમ્ મિન્કુમ ઉમ્મતુંય્ યદ્ઉ–ન ઈલલ્ ખય્રિ વ યઅ્મુરૂ–ન બિલ્મઅ્રૂફિ વ યન્હવ્ન અનિલ મુન્કરિ વ ઉલાઈ–ક હુમુલ મુફલિહૂન.''** (આલિ ઈમરાન–૧૫૪) ''અને જોઈએ કે તમારામાં એક જમાઅત એવી રહે, જે ભલાઈની તરફ બોલાવે અને નેકીઓનો હુકમ આપે અને બુરાઈઓથી રોકે અને એ જ લોકો છે કામિયાબી મેળવનારા.'' અમ્ર બિલ મઅ્રૂફ ફુકહા–ઈસ્લામી ધારાશાસ્ત્રીઓની ઈસ્તિલાહ–પરિભાષામાં ફર્ઝે કિફાયહ છે. જમાઅતમાંથી જો એક માણસ પણ અદા કરે તો પૂરી જમાઅત એ ફર્ઝથી મુક્ત થઈ જાય છે અને જો એક માણસ પણ આ ફર્ઝને અદા ન કરે તો પૂરી જમાઅત ગુનેહગાર થાય છે અને જે માણસ આ ફર્ઝને અદા કરે છે તેનો સવાબ ફક્ત તેને જ મળે છે. હદીસ શરીફમાં છે : ''તે માણસ અમારામાંથી નથી, જે નાનાઓ પર રહમ ન કરે અને મોટાઓનો અદબ ન કરે અને નેકીનો હુકમ ન આપે અને બુરાઈથી ન રોકે.''

બીજી હદીસ શરીફમાં છે : ''તમારામાંથી જે માણસ કોઈ બુરાઈને જુએ તો તેને હાથથી મિટાવી દે અને જો એટલી શક્તિ ન હોય તો ઝબાનથી રોકે અને જો તેની પણ શક્તિ ન હોય તો તેને દિલથી બુરું માને અને એ ઈમાનનો સૌથી કમઝોર દરજ્જો છે.'' બુરાઈને હાથથી મિટાવવાની જવાબદારી તે લોકો પર છે, જે મુસલમાન હાકિમ અને


શક્તિવાળા છે અને પાછલી બન્ને જિમ્મેદારીઓ સામાન્ય મુસ્લિમોને લાગુ પડે છે. બુરાઈ કરનાર જો વઅઝ–નસીહતથી પાછા ન ફરે તો તેમનાથી દૂર રહેવું જોઈએ અને તેમનાથી સંબંધ કાપી નાખવો જોઈએ, એ પ્રત્યેક મુસ્લિમના ઉપર વાજિબ–જરૂરી છે.

જો કોઈ મુસલમાનને કોઈ માણસ ગાળો આપે છે તો તેને ગુસ્સો આવી જાય છે, પરંતુ જો તેની સામે દીનની નાફરમાની થાય છે અને શરીઅતના હુકમો તોડવામાં આવે છે તો તેને ગુસ્સો નથી આવતો તો સમજો કે તેનો દીની જઝબો–લાગણી કમઝોર છે અને તેને પોતાની જાન ખુદાના દીનથી વધુ પ્યારી છે. હકની તબ્લીગમાં જો જાન જવાનો ડર હોય તો ચૂપ રહેવાની રજા છે, પરંતુ અઝીમત–તકવા અને ફઝીલતનું સ્થાન આ છે કે, એવી સૂરતમાં પણ હકની હાક ગજાવે. જો તમને એ દેખાય કે દીનની તબ્લીગ અને કોઈ બુરાઈ પર પકડ કરવાથી જીદ વધી જશે અથવા ફિત્નો–ફસાદ ઊભો થઈ જશે તો ત્યારે પણ ખામોશીની રજા છે.

તબ્લીગના કાર્યમાં નરમી અને ઈખ્લાસ જરૂરી છે. હિકમત અને તદબીરની સાથે કામ થાય, કોઈને વ્યક્તિગત રીતે હલકો અને રુસ્વા કરવાનો આશય ન હોય. નાના–મોટાના ફેરનો પણ ખ્યાલ રાખવામાં આવે.

અલ્લાહ તઆલાથી અસરો પેદા કરવાની દુઆ પણ હોય અને આ વાતો ત્યાં જ થઈ શકે છે, જયાં દાઈ–આમંત્રક અને મુબલ્લિગ–પ્રચારક પોતે પણ બા–અમલ હોય અને જે નેકીઓની તે દઅવત આપી રહયો છે તેનો પોતે પણ પાબંદ હોય.

નાચીઝ વિવરણકાર કહે છે કે, આજના યુગમાં અમ્ર બિલ મઅરૂફના તરીકા પર તો તબ્લીગનો ફર્ઝ અદા કરાઈ રહયો છે, પરંતુ નહ્ય અનિલ મુન્કરનો ફર્ઝ કોઈ દરજજામાં પણ કાયદેસર અદા નથી રહયો. અમુક ભાઈઓ કહે છે કે, ફઝાઈલનો શોખ અપાવીને નેકીઓ તરફ બોલાવો, આ રીતે એ ભાઈઓના ખ્યાલમાં મુસ્લિમ સમાજ ખરાબીઓથી પાક થઈ શકે છે, પરંતુ કુરઆને કરીમનો સ્પષ્ટ હુકમ એ બતાવે છે કે ફઝાઈલનો શોખ અપાવવાની સાથે ખરાબીઓ અને બુરાઈઓ પર રોકટોક પણ સમાજને ઈસ્લામી રંગે રંગવાના માટે અનિવાર્ય છે.

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કુરઆને પાકે જયાં 'બશીર' (ખુશખબરી દેનાર) કહયા ત્યાં 'નઝીર' (ડરાવનાર અને ચેતવનાર) પણ કહયા. કુરઆને કરીમે જન્નતની નેઅમતોનું પણ વર્ણન કર્યુ. જે તરગીબ (શોખ અપાવવું) છે અને દોઝખની તકલીફોનું વર્ણન પણ કર્યુ, જે તરહીબ અને ઈન્ઝાર (ડરાવવું) છે.

હદીસ શરીફમાં બુરાઈઓ પર સીધો પ્રહાર કરવા અને તેમને મિટાવવાનો હુકમ દેવામાં આવ્યો છે. જો હાથમાં શક્તિ હોય તો બળથી અને શક્તિ ન હોય તો વક્તવ્ય અને લેખનથી, શિર્ક, વ્યભિચાર, જૂઠ, દારૂ, વ્યાજ અને ઝુલ્મ–અત્યાચારની વિરુદ્ધ અવાજ ઉઠાવવો અનિવાર્ય છે. ખાલી ફઝાઈલની તરગીબથી તબ્લીગ અને દઅવતનો હક અદા નથી થઈ શકતો. મુસ્લિમોમાં એક જમાઅત નહ્ય અનિલ મુન્કર–બુરાઈથી રોકવાનાં ફર્ઝ માટે પણ કાયમ થવી જોઈએ.

## ખામીઓ ઢુંઢવાની મનાઈ :

કુરઆને કરીમે જાસૂસી કરવા અને કોઈના કાર્યોની તોહમત લગાડવાથી રોક્યા છે. (અલ હુજૂરાત–૧૨) માનવીએ પોતાની ફિકર કરવી જોઈએ. કોઈની છાની વાતોને ટટોલવી અને કોઈના ભેદ જાણવાની કોશિશ કરવી ગુનાહમાં દાખલ છે. હદીસ શરીફમાં છે કે, જે માણસ પોતાના કોઈ મુસ્લિમ ભાઈની એબ શોધે છે તો અલ્લાહ પાક તેના છુપા એબ તેના ઘરવાળાઓ પર જ જાહેર કરી આપે છે અને તે બદનામ થઈ જાય છે.

બુરાઈ જ્યાં સુધી બુરાઈ કરવાવાળા સુધી રહે છે ત્યાં સુધી બીજાઓને નુકસાન નથી પહોંચતું. હા, જ્યારે તે

જાહેર થઈ જાય છે અને બુરાઈ કરનાર બેશર્મ થઈને તેને ઉઘાડેછોગ કરવા માંડે છે તો તેની ખરાબ અસરો પૂરા સમાજમાં ફેલાવા લાગે છે. કોઈ સમાજમાં જ્યારે ખરાબીઓ તથા બુરાઈઓનો ગલબો થઈ જાય અને સુધારણાથી સંપૂર્ણ નાઉમ્મીદી થઈ જાય અને સુધારણા–પસંદ લોકો પોતાને આજિઝ જુએ તો તેમને કિનારો કરવાની રજા છે અને જો શક્ય હોય તો ખરાબીઓથી ઘેરાયેલા માહોલને છોડી દેવો યોગ્ય છે; જેથી જો તે બગડેલો માહોલ અલ્લાહના અઝાબની લપેટમાં આવે તો તે સુધારણાપસંદ તેનાથી બચી રહે. કોઈ ગિરોહ પર જ્યારે તેની નાફરમાનીઓના કારણે ખુદાનો કહેર કોઈ પણ પ્રકારે જાહિર થાય છે અને ઈમાનવાળા પણ તેમાં ઘેરાઈ જાય છે તો તે મુસીબત નેક લોકોના હકમાં કફ્ફારો બની જાય છે અને નાફરમાનોના માટે તે અઝાબ હોય છે.



# પ્રકરણ—૧૭

## ઉમદા અખ્લાક-સુસંસ્કારનું બયાન :

લેખક અલ્લામાએ આ પ્રકરણમાં સુસંસ્કાર પર રોશની નાખી છે. સુસંસ્કારનું બીજું નામ બંદાઓના હક્કોને અદા કરવું છે. એને આપણે ''ખિદમતે ખલ્ક–લોકસેવા''નું નામ પણ આપી શકીએ છીએ. ઈસ્લામમાં સુસંસ્કાર અપનાવવા અને માનવીય હક્કો અદા કરવાની શું અહમિયત–અગત્ય છે ? નીચે ટૂંકમાં એને રજૂ કરવામાં આવી રહયું છે. એના પછી ઉમદા અખ્લાકના બયાનની મહત્ત્વતા વાચકોના દિલોમાં ઊતરી જશે, ઈન્શા અલ્લાહ.

## ઈસ્લામમાં સામાજિક સેવાનું સ્થાન

### લોકસેવાથી નુબુવ્વતના કાર્યની શરૂઆત :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ


નુબુવ્વતની પદવી પર આરૂઢ થવા પૂર્વે ૪૦ વર્ષ સુધી લોકસેવાને પોતાનું મિશન બનાવી રાખ્યું અને લોકસેવાની ઘણી ઉચ્ચ જિંદગીથી પોતાની એ 'રિસાલત–પદવી'નો પરિચય કરાવ્યો, જેના પર હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ૪૦ વર્ષના પછી આરૂઢ થનાર હતા. ૪૦ વર્ષ સુધી હુઝૂર સરવરે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સત્યની શોધ માટે એકાંત (તહન્નુસ)માં પણ પોતાનો સમય વ્યતીત કરતા હતા, પરંતુ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સામાન્ય સમય લોકસેવાના કાર્યોમાં જ પસાર થતો હતો. આ વિષયમાં હઝરત ખદીજા (રદિ.)ના નિવેદનથી વધુ કોનું નિવેદન ભરોસાપાત્ર થઈ શકે છે ? જેમ કે ઈલાહી સંદેશ–વહીના પ્રથમ આગમન સમયે જ્યારે હુઝૂર સરવરે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર બેચેનીની એક ખાસ કેફિયત છવાઈ તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના જીવનસંગિની હઝરત ખદીજા (રદિ.) પાસે તશરીફ લાવ્યા અને હિરાની ગુફામાં આપની પાસે હઝરત જિબ્રઈલ (અલૈ.)ના આગમન અને સૂરએ 'ઈકરઅ્'ના ઉતરાણનો જે બનાવ પેશ આવ્યો હતો તે તેમને સંભળાવ્યો. હઝરત ખદીજા (રદિ.)એ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આશ્વાસન આપતાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના


સુસંસ્કાર અને લોકસેવાના તે કાર્યો આપને યાદ દેવાડયા, જે ૪૦ વર્ષથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બાબરકત ઝાત સાથે સંકલિત હતાં.

હઝરત ખદીજા (રદિ.)નો હેતુ એ હતો કે જે પવિત્ર હસ્તીમાં આટ આટલી ખૂબીઓ મોજૂદ હોય, તેની ઝાત કોઈ સંકટમાં નથી મૂકાઈ શકતી. હિરાની ગુફામાં જે કાંઈ થયું, નિઃશંક, તેમાં ખૈર અને ભલાઈ જ હશે. હઝરત ખદીજા (રદિ.)નાં શબ્દો જે ઈમામ બુખારી (રહ.)એ હઝરત આઈશા સિદીકા (રદિ.)ના હવાલાથી નકલ કર્યા છે, આ મુજબ છે : ''ખુદાની કસમ ! અલ્લાહ તબારક વ તઆલા આપને રુસ્વા–બેઆબરૂ ન કરશે, આપ સગાં–વહાલાની સાથે સારી વર્તણૂક કરો છો, નિઃસહાય લોકોની મદદ કરો છો, મહેમાનોની કદર કરો છો અને આકાશી આફતોમાં લોકોની મદદ કરો છો.'' હઝરત ખદીજા (રદિ.)ના આ પાંચ વાક્યોમાં લોકસેવા અને સુસંસ્કારના સર્વે પાયાના ગુણોનું વર્ણન આવી ગયું છે. હઝરત ખદીજા (રદિ.) કુરૈશના એક બાહોશ ખાતૂન હતાં, તેમણે ફક્ત પાંચ વાક્યોમાં ભાષા નિપૂણતાની સાથે જે પાંચ વાતો કહી છે તેમની વિગત રજૂ કરવામાં આવે છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સિલારહમી કરો છો, સગાં–સ્નેહીઓ સાથે સેવા અને ઉપકારનો વર્તાવ


કરો છો, તેમની બુરાઈઓને દરગુઝર કરીને તેમની સાથે સંબંધ કાયમ રાખો છો. માલથી અને હાથ–પગથી જેની જે મદદ થઈ શકે છે તેને અંજામ આપો છો. અરબીમાં સિલહરહમીનું જે વિશાળ અર્થઘટન છે તે સેવા અને ઉપકારની સઘળી રીતો આ એક વાક્યમાં મૌજૂદ છે : "બેઆસરા લોકોનો બોજો ઉપાડી લો છો." ગરીબો અને મિસ્કીનોની જરૂરતોના પોતે ઝિમ્મેદાર બની જાઓ છો. કર્ઝદારનું કર્ઝ અદા કરો છો અને તેને પોતાના પગો પર ઊભા કરી આપો છો. સવિશેષ અરબના અતિ મઝલૂમ વર્ગ "ગુલામો"ના માથા પર હાથ મૂકો છો.

(૧) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે નેકીઓ અને ભલાઈઓ કમાઓ છો, જે હાલમાં દુનિયામાં અને સવિશેષ અરબમાં બિલકુલ ખતમ થઈ ગઈ છે. આપે પોતાનામાં તે સંસ્કાર પેદા કરી લીધા છે, જે આ માહોલમાં ક્યાંય નથી દેખાતા.

(૨) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે દોલત કમાઓ છો, આપ તે પૈસા પ્રાપ્ત કરો છો, પોતાની મહેનત અને જફાકશીથી, જે પ્રથમથી આપની પાસે ન હતા અને પછી તે પૈસા કમાઈને જરૂરતમંદો પર ખર્ચ કરી નાખો છો. અરબનો મુહાવરો છે : 'માલ પેદા કરો છો અને ગરીબો પર રૂપિયા ખર્ચી કાઢો છો." તેમની ભૂખની


વ્યવસ્થા કરો છો, તેમને રોજગાર પર લગાડો છો અને તેમને ખાવા–કમાવવાના લાયક બનાવો છો.

સાર આ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના બાપદાદાનું ભેગું કરેલું લોકો પર ખર્ચ નથી કરતા અને ન બીજાઓથી મેળવીને ગરીબોને આપો છો, પરંતુ પોતાના હાથપગોની મહેનતથી કમાઓ છો અને ફરી ખર્ચ કરો છો.

(૩) આપ લોકોને તે નૈતિક, આધ્યાત્મિક મા'લૂમાત અને ફાયદાઓ પહોંચાડો છો, જે લોકોને કોઈ બીજા પાસેથી પ્રાપ્ત નથી થતાં. આ વાક્યમાં બોજો ઉઠાવવાની જાહિરી સૂરતને પણ શામિલ કરી શકાય છે. જેમ કે એક મોટી ઉંમરના ડોશીનો બોજો ઉઠાવવાનો બનાવ પ્રખ્યાત છે.

મહેમાનોની ખિદમત અને મહેમાની અરબોના સામાન્ય સંસ્કારમાં શામિલ છે. આરબો મહેમાન નવાઝીમાં પ્રખ્યાત છે, પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક ઝાતમાં મહેમાન નવાઝીનો ગુણ પૂર્ણ કળાએ ખીલ્યો હતો. હઝરત ખદીજા (રદિ.)એ એનો જ ઈઝહાર કરતાં ફરમાવ્યું કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તો મહેમાનોની સેવા કરો છો, તેમને ખવડાવો–પીવડાવો છો અને તેમની સાથે સારી વર્તણૂક



કરો છો.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આસમાની આફતોમાં લોકોની મદદ કરો છો. એકાએક અકસ્માતોના શિકાર થનારાઓની દરેક શક્ય મદદ કરો છો. આફતોની સાથે હકનો શબ્દ વધારીને આ ઈશારો ફરમાવ્યો કે જે આફતો અને પરેશાનીઓ માણસે પોતે કરેલા ગુનાહોના પરિણામે તેમને ઘેરી લે છે તેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગુનેહગારોની મદદ કરીને તેમની હિમ્મત વધારવાથી બચો છો. સારાંશ કે ગુનેહગારોની મદદ કરવી એ આપની રીત નથી. ચોર, ડાકૂ અને બદમાશ પોતાના કરતૂતોના કારણથી સમાજ કિંવા સરકારની પકડમાં આવી જાય છે. એ મુસીબતોમાં તેમની મદદ કરવાનો એ અર્થ થાય છે કે, બદમાશોની મદદ કરીને પૂરા સમાજને હંમેશને માટે બુરાઈઓમાં સપડાયલા રાખવામાં આવે.

એવી પરેશાનીઓમાં પૂરા સમાજને સામે રાખવામાં આવે છે, વ્યક્તિઓને નથી જોવામાં આવતી. બે–ચાર વ્યક્તિઓને સખ્તીથી દબાવીને જો પૂરા સમાજને તેમના હાથોથી પહોંચવાવાળી તકલીફોથી બચાવી લેવામાં આવે તો તે સખ્તી નેકી અને સંસ્કારનો ખરો તકાઝો હોય છે અને એવા સમયે નરમી દાખવવી નમાલાપણું કહેવાય છે, તેને શરાફત કહેવામાં નથી આવતી.



# સુસંસ્કારની વિગત

## માં-બાપની સેવા :

અલ્લાહ તઆલાએ પોતાની બંદગીની સાથે માં–બાપ સાથે સારી વર્તણૂકનો આદેશ આપ્યો છે કે માં–બાપનો શુક્રિયહ પણ અદા કરો. કુરઆને પાકની આ પદ્ધતિથી માં–બાપના હક્કોની મહત્ત્વતાનો અંદાજો થાય છે :

(૧) **''વ કદા રબ્બુક અલ્લા તઅ્બુદૂ ઈલ્લા ઈય્યાહુ વ બિલ વાલિદય્નિ ઈહ્સાના.''**

(બની ઈસ્રાઈલ : ૨૩)

(૨) **''અનિશ્કુર લી વ લિવાલિદય્ક ઈલય્યલ્ મસીર.''** (લુકમાન–૧૪)

ભાષ્યવેત્તાઓ (મુફસ્સિરો)એ એનું કારણ એ લખ્યું છે કે, અલ્લાહ તઆલા આ સર્વ જગતનો ખરો કાર્યસાધક અને પેદા કરનાર છે અને આ આલમે અસ્બાબ (ભૌતિક જગત)માં માં–બાપ ખુદાપાકના સર્જન અને પરવરિશના દ્યોતક (મઝહર) અને પ્રતિબિંબ (અક્સ) છે, માં–બાપના માધ્યમથી અવલાદ અસ્તિત્ત્વમાં–વજૂદમાં આવે છે અને તેમની પરવરિશથી લાલન–પાલન અને પોષણ પામે છે. માં–બાપ જયાં સુધી ખુદા પાક અને રસૂલુલ્લાહ



સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નાફરમાનીનો હુકમ ન આપે ત્યાં સુધી એમના હુકમનું પાલન કરવું અને એમની ખૂશ્નુદીનો ખ્યાલ રાખવો જરૂરી છે. હદીસ શરીફમાં છે કે, માં–બાપનો નાફરમાન જન્નતની ખૂશ્બુથી પણ મહરૂમ રહેશે.

## માં-બાપની જિમ્મેદારી :

માં–બાપની પણ જિમ્મેદારી છે કે પોતાની અવલાદની આ વિશે મદદ કરે અને પોતાની સેવાના મામલામાં તેમના પર સખતી ન કરે. સવિશેષ આજના યુગમાં જ્યારે કે માં–બાપ અને મોટાઓનો અદબ અને આમન્યાનો મામલો ઘણો જ નાઉમ્મીદીભર્યો છે. માં–બાપ આ વાતને ગનીમત સમજે છે કે અવલાદના હાથથી તેમને તકલીફ ન પહોંચે. આ જ માહોલના માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અલ્લાહ તઆલા તે બાપ પર રહમ ફરમાવે, જે વાલિદૈન સાથે ઉપકારના મામલામાં પોતાની અવલાદને સહકાર આપે, એટલે તેમના પર વધુ બોજો ન નાખે.

નાચીઝ વિવરણકાર કહે છે કે મુસ્લિમ સમાજની હાલત આજથી ૬૦, ૭૦ વર્ષ પહેલાં આ હતી અને આજે તો એનાથી વધારે ખરાબ હાલત છે અને અમે એને



કિયામતની નઝદીકીની એક નિશાની સમજીએ છીએ. હદીસ શરીફમાં છે કે, જ્યારે કિયામત નજીક હશે તો તે સમયે અવલાદનો એ હાલ થશે કે તે પોતાના દોસ્તોની ખુશ્નુદીને પોતાના માં–બાપની ખુશ્નુદીથી વધારે જરૂરી સમજશે.

## સિલારહમીનો હુકમ :

સગાં–સ્નેહીઓ અને પડોશીઓ સાથે સારી વર્તણૂકનો આદેશ આપતાં કુરઆને કરીમે આ જામિઅ સૂચના આપી છે :

**''વઅ્બુદુલ્લા–હ વલા તુશ્રિકૂ બિહી શયઅંવ્ વબિલ્વાલિદય્નિ ઈહસાનંવ્ વ બિઝ્રિલ કુરબા વલ્યતામા વલ મસાકીનિ વલ જારિઝ્રિલ કુરબા વલ જારિલ જુનૂબિ વસ્સાહિબી બિલ જમ્બિ વબ્નિસ્સબીલિ વમા મલકત્ અય્માનુકુમ ઈન્નલ્લા–હ યુહિબ્બુ મન કા–ન મુખ્તાલન ફખૂરા.''** (અન્નિસા–૩૬)

અર્થ : લોકો ! ખુદા તઆલાની બંદગી કરો અને મારી સાથે કોઈને ભાગીદાર ન ઠેરવો અને માં–બાપની સાથે ઉપકાર કરો અને સગાંઓની સાથે અને યતીમોની સાથે અને મિસ્કીનોની સાથે અને સગા પડોશીની સાથે અને અજાણ પડોશીની સાથે અને બરાબરના સાથીની સાથે


અને મુસાફિરની સાથે અને પોતાના પૈસાથી ખરીદેલા સેવકોની સાથે. નિઃશંક, અલ્લાહ પાક મોટાઈ અને ઘમંડ કરનારને પસંદ નથી કરતો.''

બરાબરના સાથીનું અર્થઘટન વિશાળ છે. સવારીનો સાથી, રસ્તાનો સાથી, દુકાન અને ફેકટરીનો સાથી આ સર્વ શામિલ છે. સારી વર્તણૂકનો આટલો વિશાળ અર્થ આ વાતની સાબિતી છે કે ઈસ્લામ કુલ જગતીય ધર્મ છે અને તે સર્વ બંદાઓના માટે રહમત બનીને આવ્યો છે અને ઈસ્લામના 'રહમત પાલવ''માં કોઈ પ્રકારની સંકુચિતતા અને ગિરોહબંદીના માટે ગુંજાઈશ નથી. નાચીઝે પોતાની કિતાબ 'મહાસિને મુઝિહુલ કુરઆન'માં એના પર વિગતવાર ચર્ચા કરી છે અને જે ગેરમુન્સિફ લોકો ઈસ્લામ પર જૂથબંદીનો આરોપ મૂકે છે, તેમના આક્ષેપનો બુદ્ધિગમ્ય અને દલીલબદ્ધ જવાબ આપ્યો છે.

સિલારહમીના સિલસિલામાં પડોશી સાથે સદ્‌વર્તનની ઘણી તાકીદ આવી છે. હદીસ શરીફમાં છે કે, જે માણસ ખુદા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ઈમાન રાખે છે, તેને જોઈએ કે, પડોશીની સાથે ઉપકાર કરે. હઝરત હસન બસરી (રહ.)નું કથન છે કે, ઘરની ચારેબાજુ ૪૦, ૪૦ ઘર સુધી પડોશી ગણાય છે. હઝરત ફાતિમા ઝોહરા (રદિ.)નું કથન છે : ‘‘પડોશી પોતાના



ઘરથી પ્રથમ છે.''

## અલ્હુબ્બુ લિલ્લાહ-અલ્લાહ વાસ્તેની મમતા :

હદીસ શરીફમાં છે કે, ''સૌથી શ્રેષ્ઠ કર્તવ્ય એ છે કે ફક્ત ખુદાપાકના માટે મુહબ્બત કરવામાં આવે અને ખુદાપાકના માટે દુશ્મની કરવામાં આવે.'' મુહબ્બત અને દુશ્મનીમાં નફસની ખ્વાહિશ–મનેચ્છા અને ઝાતી મતલબનો દખલ ન હોય.

## સારો સંગાત :

હદીસ શરીફમાં છે કે, ''નેક માનવીના સંગાતે રહેવું એકાંતથી ઉત્તમ છે અને ખરાબ સંગાતથી એકાંત શ્રેષ્ઠ છે.'' હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, ''માનવી તેની જ સાથે રહે છે, જેની મુહબ્બત તેના દિલમાં હોય છે.'' નેક લોકોના સંગાતથી દિલમાં નેકીની અસરો પેદા થાય છે અને ખરાબ લોકોના સંગાતથી ખરાબ અસરો પડે છે.

## હમદર્દી :

પ્રત્યેક મુસલમાન સાથે હમદર્દી કરો. હસતા મોઢે વાતચીત કરો. તેની સમક્ષ નમ્રતા જાહેર કરો. ગર્વ અને અભિમાનથી પેશ ન આવો. જ્યારે મુસ્લિમો પર દુકાળ,

પ્લેગ અથવા હાર જેવી કોઈ આફત આવે તો તેના પર અફસોસ જાહેર કરો અને જ્યારે કોઈ ખુશીનો પ્રસંગ હોય, જેવી રીતે સોંઘવારી, વરસાદ, ફતેહમંદી, તંદુરસ્તી તો ખુશી જાહેર કરો. હદીસ શરીફમાં સર્વે મુસ્લિમોને 'એક શરીર' કહેવામાં આવ્યું છે કે જો (શરીરના) એક અવયવને તકલીફ પહોંચે છે તો આખું શરીર બેચેન થઈ જાય છે.

## ભેટ કબૂલ કરવી :

મુસલમાનની ભેટનો સ્વીકાર કરો. કોઈ સારી વર્તણૂક કરે તો તેનો સારો બદલો વાળો. જો તે બદલો ન સ્વીકારે તો તેના માટે ભલી દુઆ કરો. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ''જો મને કોઈ ભેટમાં ગોશતનો એક હાથ અથવા ફક્ત બકરીનો એક ખુર પેશ કરે તો પણ હું તેને સ્વીકારી લઈશ અને જો કોઈ મને દઅવતના માટે બોલાવશે તો હું તેના ઘરે જઈશ.'' હદીસ શરીફમાં છે કે, ‘‘સદ્‌વર્તનના સમયે જઝાકલ્લાહુ ખય્‌રન કહેવું જોઈએ. એ ઉપકારના હકમાં દુઆ છે.’’ હદીસ શરીફમાં છે કે, ''જે મુસલમાન પોતાના ભાઈની ભેટ પાછી આપી દે છે તો ખુદા પાક તેની ભેટને પાછી આપી દે છે.''

અમુક માનવીઓ પબ્લિકમાં પોતાના ઝુહદ અને

તકવાની ખ્યાતિના માટે લોકોની ભેટો પાછી આપી દે છે, જે હદીસની વિરુદ્ધ છે. જેમ કે અમુક મહાન અવલિયા–અલ્લાહ મુસલમાનોના દિલને જીતવા અને નમ્રતા માટે વિના જરૂરતે ભેટો સ્વીકારી લેતા હતા અને ફરી બીજાઓને આપ્યા કરતા હતા. અલબત્ત, અમુક સૂરતોમાં ભેટ પાછી આપવી વાજિબ–જરૂરી અને અમુક સૂરતોમાં મુસ્તહબ છે. જો ભેટ હરામ માલથી હોય અને તમને ગુમાન વધારે હોય કે તમને જરૂરતમંદ સમજીને તે સદકો દેવામાં આવ્યો છે અને તમે જરૂરતમંદ ન હોય અથવા સદકો અને ભેટ દેવાવાળો ઝાલિમ હાકિમ હોય અને તમે સમજતા હોય કે તેની ભેટથી તમારામાં દીનના મામલાઓમાં આંખ આડા કાન કરવાની ટેવ તથા પ્રમાદ પેદા થશે અથવા જો તમે તેની ભેટ સ્વીકારશો તો ફરી તે તમારી શિખામણની અસર ગ્રહણ ન કરશે અથવા તમે ફેંસલામાં ઈન્સાફ કરવાથી દૂર રહેશો. આ સૂરત રિશ્વત–લાંચની છે, જે શરીઅતમાં હરામ છે.

## લા'નત-ફિટકાર મોકલવાની મનાઈ :

કોઈ વ્યક્તિનું નામ લઈને તેના પર લા'નત મોકલવી જાઈઝ નથી. જો કે તે માણસ કાફિર જ કેમ ન હોય. અલબત્ત, જો કોઈ માણસની મૌત કુફ્ર પર થાય, જેવી રીતે ફિરઔન, અબૂ જહલ અને ઈબ્લીસ, તેમના પર

લા'નતની રજા છે. માનવી જ્યારે કોઈ બંદા પર લા'નત મોકલે છે તો તે લા'નત આસમાન પર બુલંદ થાય છે અને જ્યારે ત્યાં રસ્તો નથી મળતો તો જેના પર લા'નત કરવામાં આવી છે તેની તરફ જાય છે અને જ્યારે તે હકદાર નથી હોતો તો પછી લા'નત કરનાર પર પડી જાય છે.

નાચીઝ વિવરણકાર કહે છે કે, મક્કા શરીફ ફતેહ થયા પછી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તાઈફ જઈ રહયા હતા અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) તેમની સાથે હતા. રસ્તામાં સઈદ બિન આસની કબર આવી. સઈદ ઈસ્લામની વિરુદ્ધ હતો અને ઈસ્લામની દુશ્મની પર જ તેને મોત આવી ગઈ. હઝરત અબૂબક્ર (રદિ.)એ પૂછયું, આ કબર કોની છે ? લોકોએ કહયું : સઈદ બિન આસની. અબૂબક્ર (રદિ.) બોલ્યા : એ કબ્ર– વાળા પર ખુદાની ફિટકાર થાય. એ ખુદા અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી લડાઈ કરતાં મર્યો છે. સઈદના દીકરા ત્યારે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે હતા, તેમાંથી એક છોકરો અમ્ર બોલ્યો : આ કબ્ર તે માનવીની છે, જે અબૂબક્રના બાપ અબૂ કુહાફાથી વધારે સખી અને વધારે બહાદુર હતો. હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) અમ્રની આ વાતથી નારાજ થયા અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે

ફરિયાદ લઈને આવ્યા. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને નસીહત કરી : ''હે અબૂબક્ર ! જ્યારે તમે કાફિરોનું વર્ણન કરો તો નામ લઈને તેમને બુરું–ભલું ન કહો, પરંતુ નામ લીધા વગર કહો, નહિ તો તેમની અવલાદ નારાજ થશે.'' આ શિખામણ પછી મુસલમાન આ પ્રકારની ફિટકારથી બા'ઝ આવી ગયા.

વિવરણકારે પોતાની કિતાબ 'અખ્લાકે રસૂલ' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં વિગતની સાથે એના પર રોશની નાખી છે અને બતાવ્યું છે કે, ઈસ્લામ દઅવતનો મઝહબ છે. દઅવત–આમંત્રણના માટે સુસંસ્કાર અને સેવાની જરૂરત છે. લાન–તાન કરવાથી ઈસ્લામી દા'વતને નુકસાન પહોંચે છે અને ગેર મુસ્લિમ લોકો ઈસ્લામથી નફરત કરવા લાગે છે. એક બનાવ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર જાદૂનો પણ પેશ કરવામાં આવે છે. લબીદ ઈબ્ને આસિમ યહૂદીએ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર જાદૂ કરી દીધો. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક માસ સુધી તકલીફમાં સપડાયા. હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામે આવીને એના પરથી પરદો ઉઠાવ્યો.



સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી : હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! શું અમે મુસલમાનોમાં એનું એ'લાન કરી આપીએ ? હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : બિલકુલ નહિ. અરજ કરી : શું અમે તેને મારી નાખીએ ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : અલ્લાહ પાકે મને શિફા આપી, હવે હું પસંદ નથી કરતો કે લોકોમાં બુરાઈ અને ફસાદ ફેલાય. (ઈબ્ને કસીર, ભાગ–૪, પેજ–૫૭૪) એનાથી ઈસ્લામના સ્વભાવનો અંદાજો લગાવો. ઈસ્લામ સંપૂર્ણ શફકત–દયા અને રહમત છે, દરગુઝર અને મુહબ્બતનો સંદેશ છે, બદલાવૃત્તિ અને તિરસ્કારનો સંદેશ નથી.

## બદદુઆ ન કર્યા કરો :

હદીસે પાકમાં છે કે, મુસલમાને બદદુઆ ન કરવી જોઈએ. ન પોતાના માટે, ન પોતાના બાલ–બચ્ચાં માટે, ન કોઈ ઝિયાદતી કરનાર મુસલમાનના માટે, કારણ કે ઝાલિમના હકમાં બદદુઆ કરનાર તે ઝાલિમથી પોતાનો બદલો લઈ લે છે. માનવી દુનિયાની તકલીફોથી તંગ આવીને કદી પોતાને કોસવા લાગે છે અને કદી અવલાદથી તંગ આવીને અવલાદને કોસવા લાગે છે. હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એની મનાઈ



ફરમાવી છે.

## આપસની સુલેહ-શાંતિ :

બે મુસ્લિમોની વચ્ચે ઝઘડો થઈ જાય તો તેને હવા દેવી અને આપસના ઝઘડાઓથી દિલચસ્પી લેવી સખત ગુનાહ છે. હદીસ શરીફમાં મુસ્લિમોની વચ્ચે સુલેહ–સફાઈ કરાવવાની કોશિશને નમાઝ–રોઝા જેવી ઈબાદતોથી અફઝલ ઠરાવવામાં આવ્યું છે. ખાસ કરીને મિયાં–બીવી વચ્ચેના ઝઘડાને હવા દેવી શરીઅતની નજરમાં બદતરીન ગુનોહ છે. ઈબ્લીસ પોતાના ચેલાઓમાંથી સૌથી વધુ તે ચેલાથી ખુશ થાય છે, જે મિયાં અને બીવીમાં મતભેદ પેદા કરવા કામિયાબ થઈ જાય છે.

## ગીબત-નિંદાના ગુનાહ :

પીઠ પાછળ કોઈ મુસલમાનની બુરાઈ કરવી ગીબત કહેવાય છે. તે બુરાઈ તેનામાં હોય ત્યારે પણ તે ગીબત છે અને જો મવજૂદ ન હોય તો તે તોહમત–આક્ષેપ છે. ઈશારામાં હોય અથવા ખુલાસાથી અને તેનો હેતુ બદનામી કરવાનો હોય. હદીસ શરીફમાં છે કે, મુસ્લિમોના લોહી, તેના માલ અને તેની આબરૂનો એહતિરામ કરવો પ્રત્યેક મુસ્લિમ પર જરૂરી છે અને તેની બેઈઝઝતી કરવી હરામ

છે. સૂરએ 'નિસાઅ'ની ૧૪૮ મી આયતમાં કુરઆને હકીમે મઝલૂમ માનવીઓને એની રજા આપી છે કે, તે ઝાલિમોના ઝુલ્મ અને ઝિયાદતીનો પરદો ચીરે અને ખરાબ લોકો, જેમની બુરાઈઓથી બીજા લોકોને નુકસાન પહોંચવાનો સંભવ હોય તે બુરાઈઓની પબ્લિકને જાણ કરે. આવા મોકાઓ પર મૌન ધારણ કરવું સમાજને બરબાદ કરવાના કાવત્રા સમાન છે. હદીસે પાકમાં એવા માનવીને ગુંગો શયતાન કહેવામાં આવ્યો છે.

સાર એ કે ગીબત અને કલિમએ હક બુલંદ કરવાની વચ્ચે ફરક આ વાતથી થાય છે કે બુરાઈ કરનારનો હેતુ શો છે ? ખરાબ માનવીને સમાજમાં હલકો કરવો અને તેની વિરુદ્ધ પોતાની મોટાઈ જાહેર કરવી એ જાઈઝ નથી, એ જ ગીબત છે, ખરાબની ખરાબીથી સમાજને બચાવવો, ખરાબ માનવીની બદમાશીથી પોતાની ઝાતને બચાવવી એની પરવાનગી આપવામાં આવી છે. અલબત્ત, વ્યક્તિગત રીતે તકલીફ વેઠવી અને સબર કરવી શ્રેષ્ઠ છે. સમાજમાં કોઈ ઝાલિમના ઝુલ્મ અને કોઈ બદકારની બદકારીઓમાં ડુબવા દેવો અને ઝબાન ન ખોલવી ઘણો મોટો ગુનાહ છે.

## હસદ-અદેખાઈ કરવાની મનાઈ :

કોઈ બંદાની ખુશહાલીને જોઈને નાખુશ થવું અને આ

ઈચ્છા કરવી કે એ નેઅમત એની પાસેથી છીનવી લેવાય અને મને મળી જાય એ હસદ છે. હદીસ શરીફમાં છે કે, ‘ ‘હસદ કરવો અને બળવું માનવીની નેકીઓને એવી રીતે ખાઈ જાય છે જેવી રીતે ઉધઈ લાકડાને ખાઈ જાય છે.’’ હસદની સામે એક રશ્ક છે, જેને અરબીમાં 'ગિબ્તા' કહે છે. એમાં પોતાના માટે નેઅમતની તમન્ના કરવામાં આવે છે. બીજાના હકમાં બુરાઈની નિય્યત નથી હોતી, એની રજા આપવામાં આવી છે. એ માનવપ્રકૃતિ છે. હસદ કરનાર ખુદાપાકની વહેંચણી પર નાક–ભવાં ચઢાવે છે. જ્યારે કે અલ્લાહ તઆલા પોતાની સૃષ્ટિને જે મસ્લિહતથી ચલાવી રહયો છે તે હક છે, તેમાં કાંઈ ખામી નથી.

## બીજાઓના વખાણ કરવા :

કોઈના વખાણ તેની સામે કરવાની મનાઈ કરવામાં આવી છે : હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ''તેના મોઢામાં ખાક નાખી દો, જે તમારા વખાણ તમારી સામે કરે.'' બુઝુર્ગોએ કહયું છે : જ્યારે તમારા ખરા વખાણ કરવામાં આવે તો આ પઢયા કરો–**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અઝહરલ જમીલ વ અસ્તરલ કબીહ**–તે અલ્લાહ પાકના વખાણ છે જેણે મારી ખૂબીઓને જાહેર કરી અને મારી બુરાઈઓ પર પડદો


નાખ્યો અને ખોટા વખાણ પર આ પઢવામાં આવે– **અલ્લાહુમ્મ લા તુઆખિઝ્‌ની બિમા યકૂલૂ–ન વગ્ફિર્‌લી મા લા યઅ્‌લમૂ–ન વજઅલ્‌ની ખયરમ્‌ મિમ્મા યઝુન્નૂ–ન–** ઈલાહી ! આ ખોટા વખાણ પર મારાથી પૂછપરછ ન કરજે અને આ લોકોને જેમને મારી કમઝોરીઓની જાણ નથી તેમને માફ કરજે અને તેમના ખ્યાલથી પણ મને સારો બનાવજે.

કોઈના વખાણ ત્યારે કરવા જોઈએ જયારે એ ખબર હોય કે એ માણસ આ નેક કામમાં ખુશ થઈને ઔર વધારે ભાગ લેશે. શોખ આપવાના હેતુથી–એ જ પ્રમાણે કોઈ ઈલ્મ– ફઝલવાળાની બુઝુર્ગી જાહેર કરવા માટે પણ તેના ખરા વખાણ કરવા જાઈઝ છે. એ શરતે કે તેના દિલમાં ગર્વ અને ઘમંડ પેદા ન થાય અને આ ઘણી બારીક વાતો છે. ખુદાપાક આપણા ઈરાદાઓને ખૂબ જાણે છે અને તે જ પોતાના ઈલ્મથી ઠીક ઠીક ફૈંસલો ફરમાવશે. અમે તો હર હાલમાં પોતાના મવલાથી માફીની ભીખ માંગીએ છીએ.

## લાગણી સાથે શિખામણ આપો :

કોઈ માનવીને શિખામણ આપવી હોય અને તેની બુરાઈથી જાણકાર કરવો હોય તો ઘણી નરમીથી એકાંતમાં તેને સમજાવો. જો ઈશારાથી કામ ચાલી જાય તો ખુલ્લે



ખુલ્લું ન કહો. જો તે તમારાથી પૂછે કે તમને આ વાત કોણે કહી ? તો તેનું નામ ન બતાવો, નહિ તો ખરાબી ફેલાઈ જશે. ફરી જો તે માનવી તમારી શિખામણ કબૂલ કરે તો અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરો અને જો કબૂલ ન કરે તો પોતાના નફસને મલામત કરો અને એમ સમજો કે મારાથી બોધ દેવામાં કોતાહી થઈ છે. મેં તબ્લીગની શરતો પૂરી કરી નથી, નહીં તો હક વાત પોતાની અસર જરૂર કરત.

## ઉલમાએ કિરામ અને વાઈઝીન વિચાર કરે :

લેખક અલ્લામા (રહ.)એ બોધ અને શિખામણ આપનારાઓને આ નસીહત કરી છે અને કુરઆને હકીમે તેનો 'હિકમત'થી ઉલ્લેખ કર્યો છે. **ઉદ્‌ઉ ઈલા સબીલિ રબ્બિ–ક બિલ હિકમતિ** (અન્નહલ–૧૨૫) આજકાલ મતભેદવાળા પ્રશ્નો પર હનફીપ શાફિઈ, દેવબંદી, બરેલ્વી વગેરે વચ્ચે બદઝબાન વાઈઝોએ જે ફસાદ બરપા કર્યો છે તે શરીઅતના આદેશોથી બિલકુલ વિરુદ્ધ છે. આપણને એક–બીજાના મંતવ્યો પર ટીકા–ટીપ્પણીનો હક જરૂર દેવામાં આવ્યો છે, પરંતુ એ ટીકાના માટે સભ્યતા, શરાફત


અને આપસના વિવેક અને દીની ભાઈચારાનો ખ્યાલ રાખવો જરૂરી છે. અલ્લામા ઈકબાલ (રહ.)એ કહ્યું છે :

**'અજબ વાઈઝકી દીનદારી હૈ, યા રબ,**
**અદાવત હૈ ઉસે સારે જહાંસે.'**

વળી કહે છે :

**'મેં જાનતા હૂં જમાઅતકા હશ્ર કયા હોગા,**
**મસાઈલે નઝરીમેં ઉલઝ ગયા હૈ ખતીબ.'**

## ઠઠ્ઠો અને દિલ્લગી ન કરો :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના સાથીઓથી ખુશતબ્ઈની વાતો જરૂર કરી છે. આપ ઘણા હસમુખ અને ખુશમિજાઝ હતા, પરંતુ ખુશતબ્ઈ ઓર છે અને અસભ્યતા અને બેહુદગી બીજી વસ્તુ છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું છે : ''મુસ્લિમ ખરાબ કહેનાર અને બેશર્મ નથી હોતો.'' કુરઆને કરીમે હિદાયત આપી છે કે, કોઈને બુરા અલ્કાબથી ન પુકારો, બુરા નામથી અવાજ ન આપો. એટલે કે મુસલમાનની બેઈઝઝતી ન કરો, તેનું દિલ ન દુખાવો. બેઈઝઝતીની એક રીત એ પણ છે કે કોઈ ધંધાને


હલકો સમજો. કોઈ ઝાત અને બિરાદરીને હલકી ન સમજો. બધા તેના બંદા છે અને ખુદાપાકે બધાને એક બાપ અને એક માંથી પેદા કર્યા છે.

## સબ્ર કરવાની નસીહત :

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : ''સર્વ મામલાઓમાં સબ્રથી કામ લો અને સબ્ર અને નમાઝથી મદદ પ્રાપ્ત કરો. અલ્લાહ તઆલા સબ્ર કરનારાઓની સાથે છે.'' (અલ બકરહ–૪૦) આ જ તે અખ્લાકી–નૈતિક ગુણ છે, જેનો બદલો અગણિત ઠેરવવામાં આવ્યો છે. (અઝ ઝુમર–૧૦)

## સબ્રના અમુક પ્રકાર છે :

**પ્રથમ પ્રકાર** : બંદગી પર સબ્ર કરવી, અલ્લાહ તઆલાની બંદગીના માટે માનવીમાં બરદાશ્તની શક્તિ ત્યારે પેદા થાય છે જ્યારે એમાં ઈખ્લાસ, દિલની હુઝૂરી અને અલ્લાહની બંદગીની પાબંદી પેદા થઈ જાય છે.

**બીજો પ્રકાર** : ગુનાહ પર સબ્ર કરવી એટલે કે ગુનાહોથી બચવાની શક્તિ પેદા થવી. એ ત્યારે થાય છે જ્યારે માનવી ગુનાહનાં સ્થાનોથી પણ દૂર રહે છે અને ગુનાહ તરફ તેનામાં ઉમંગ પેદા નથી થતી.

**ત્રીજો પ્રકાર** : તકલીફો પર સબ્ર કરવી. એ ત્યારે


પેદા થાય છે કે જ્યારે માનવીમાં અલ્લાહ તઆલાના વિશે આ વિશ્વાસ પેદા થઈ જાય છે કે, હિકમતવાળો ખુદા પોતાની કાઈનાતની સાથે જે કાંઈ કરે છે તે સંપૂર્ણ મસ્લિહત મુજબ હોય છે. બંદાના હકમાં ભલું હોય છે. એની જ સાથે શરીઅતમાં દુશ્મનોને માફ કરવા અને ઉચ્ચ સંસ્કારની ફઝીલતથી જાણકારી પેદા થાય છે.

## હિલ્મ-બરદાશ્ત કરવાની ફઝીલત :

હિલ્મનો અર્થ બરદાશ્ત અને ગંભીરતા છે. તેની વિરુદ્ધમાં ગુસ્સો અને ગભરાટ આવે છે. બરદાશ્ત–સહનશીલતા સુસંસ્કારનું ઝરણું છે. ઈમામ ગિઝાલી (રહ.) ફરમાવે છે કે, સુસંસ્કાર એક ટેવ છે, જેના લઈને સારા કર્મો સરળતાથી થાય છે.

## શુક્ર કરવાની ફઝીલત :

પોતાના પેદા કરનાર અને માલિકના ઉપકારોનો હર ઘડી શુક્ર અદા કરવો જરૂરી છે, એ ઘણો સારો ગુણ છે. જે બંદો શુક્ર અદા કરતો રહે છે, તેની નેઅમતોમાં વધારો થતો રહે છે. ઝબાની શુક્ર ઉપરાંત અમલી શુક્ર પણ અદા કરવો જોઈએ અને તે અલ્લાહ તઆલાની બંદગીમાં લાગવું છે. નાશુક્રી અને નાફરમાનીની સાથે જો કોઈના પર



ઈનામોનો વરસાદ જુઓ તો તેને ઢીલ સમજો. અલ્લાહ તઆલા ઢીલ પણ આપે છે અને ફરી ઢીલના પછી તેને ખેંચી લે છે.

## ઝુહ્‌દની ફઝીલત-મહિમા :

ઝુહ્‌દ દુનિયાથી બેરગબતી અપનાવવાનું નામ છે. કુરઆન શરીફે દુનિયાને 'ધોકાની પૂંજી' કહી છે. સાચા ઝાહિદની શાન એ હોય છે કે દુનિયાનો જેટલો ભાગ તેને મળી જાય છે તેના પર સંતોષિત હોય છે અને જે નથી મળતું એના પર દુઃખી નથી થતો. અબૂ સુલયમાન દારાની (રહ.) ફરમાવે છે કે, ''એક ખ્વાહિશને છોડી દેવી એક વર્ષની ઈબાદતથી ઉત્તમ છે.'' અમ્બિયા (અલૈ.) અને અવલિયા (રહ.)એ હંમેશા દુનિયાના એશ અને સાધન–સામગ્રીથી પોતાને દૂર રાખ્યા, કારણ કે જાહ–ઈઝઝત અને માલની મુહબ્બત સઘળી ખરાબીઓની જડ છે. મુસલમાન જો ઝુહદનો ગુણ પેદા ન કરી શકે તો આ વાત તો હર હાલતમાં જરૂરી છે કે દુનિયાને હરામ રસ્તેથી પ્રાપ્ત ન કરે અને દુનિયાના એશ–આરામ માટે પોતાની આખિરતને બરબાદ ન કરે.

## તવક્કુલની ફઝીલત :

તવક્કુલ આ છે કે આ વાત પર વિશ્વાસ રાખવામાં


આવે કે, (૧) દુનિયાનો સંપૂર્ણ કારોબાર તેના જ અધિકારમાં છે. (૨) અને જગતના પૂરા કારખાના પર તેનો જ  અધિકાર છવાયેલ છે. (૩) પ્રત્યેક નફા–નુકસાનનો અધિકાર તેના જ હાથમાં છે. (૪) સર્વ જગત જો કોઈને ફાયદો પહોંચાડવા ચાહે તો તે એટલો જ પહોંચાડી શકે છે,  જેટલો અલ્લાહ તઆલા ચાહે.

(ઝુખ્રુફ–૩૦, અન્આમ–૧૮, યૂનુસ–૧૦૭, અલ ફુરકાન–૩)

તવક્કુલના સહીહ હોવા માટે આ શર્ત છે કે માનવી તવક્કુલના નામ પર કોઈ ગુનાહમાં ન સંડોવાય. દુન્યવી સાધનોથી કામ લેવું તવક્કુલની વિરુદ્ધ નથી, અલબત્ત, કામિયાબીનો ભરોસો ફક્ત ખુદાની પાક ઝાત પર રાખવો જોઈએ. દુનિયાના સાધનોથી બિલકુલ અલિપ્ત થઈ જવું તો ફક્ત તે કામિલ લોકોનું કામ છે, જે સંપૂર્ણપણે ખુદાવંદે આલમની તરફ ધ્યાનસ્થ રહે. એ દરેક માનવીના બસની વાત નથી.

તવક્કુલની બીજી શર્ત આ છે કે માનવી કુટુંબની પરવરિશ અને સામાજિક હક્કોથી બેપરવા ન હોય, કારણ કે અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો છે કે મારા હકની સાથે મારા બંદાઓના હક પણ અદા કરો. હદીસ શરીફમાં છે કે, ''માનવીના માટે આ ગુનોહ પૂરતો છે કે, તે પોતાના બાલબચ્ચાંઓને પરેશાન કરે. એટલે કે તેમની



પરવરિશથી બેપરવાઈ કરે.'' હદીસ શરીફમાં છે કે, ''૭૦ હજાર માનવી મારી ઉમ્મતના એવા છે કે, તેઓ હિસાબ–કિતાબ વિના જન્નતમાં જશે.'' અર્ઝ કરવામાં આવ્યું કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! તે કયા લોકો હશે ? ફરમાવ્યું : તે લોકો, જે ખુદાપાક પર ભરોસો કરે છે, ગંદા તા'વીઝ અને દાગ લગાડવાથી પરહેઝ કરે છે, ખરાબ શુગૂન, અપશુકન નથી લેતા. તે ગંદા તા'વીઝ જે મુશ્રિકાનહ વાતોથી અને વહેમ પૂજાના વિચારોથી સંબંધ રાખે છે. અલબત્ત, ખુદા પાકના પાક નામની બરકતથી દવા–ઈલાજ કરવાની રજા છે, એ શર્તે કે તેમાં ધોકાબાજી અને હાથચાલાકીનો દખલ ન હોય.

## ખુદાપાકની મુહબ્બત શું છે ?

ખુદાપાકથી મુહબ્બત કરવાના બે કારણ છે. એક આ કે જલાલ અને જમાલના સૌ કમાલાત ફક્ત તે એક ઝાતમાં છે, તે જ હકીકી રૂપ છે. દુનિયાની મખ્લૂકમાં જે થોડોઘણો કમાલ દેખાય છે, તે પણ તેનો જ અક્સ–પડછાયો તથા ઝુહૂર–પ્રાગટ્ય છે. બીજું કારણ આ છે કે, આપણને દરેક નેઅમત તે જ આપે છે. તે આપણો ઉપકારક અને દાતા છે. સારાંશ કે, મુહબ્બત ક્યાં તો કમાલના લઈને થાય છે અથવા ઉપકારના લઈને અને આ બંનેવ સબબ ખુદા તઆલાની ઝાતમાં છે, કોઈ બીજામાં નથી.



ઈલાહી મુહબ્બતનો સામાન્ય દરજ્જો આ છે કે માનવી તેને મહબૂબ રાખે, અને તેની કસોટી અને નિશાની આ છે કે જો તમારો સૌથી વધુ પ્યારો માણસ તમને તે મહબૂબની વિરુદ્ધ ચાલવાની દઅવત આપે તો તમે તેને ઠુકરાવી આપો અને અલ્લાહની મુહબ્બતનો ઉચ્ચ દરજ્જો આ છે કે તેના સિવાય પ્રત્યેક વસ્તુની મુહબ્બત દિલમાંથી કાઢી નાખે. આ દરજ્જો ઘણો ઓછો હોય છે, બલકે નહીવત છે. પરંતુ ખુદાપાકની જમીન એવા કામિલ મુહબ્બતવાળા લોકોથી ખાલી નથી. ખુદાપાકના નેક બંદાઓમાં સૌથી ઉચ્ચ સ્થાન હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું છે. આપ સૌથી મોટા દાઈ (આમંત્રક) ઈલલ્લાહ, દાઈ ઈલલ્ હક અને અલ્લાહની મુહબ્બતના સંદેશવાહક છે. એટલા માટે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુહબ્બત કરવી ઈમાન અને ઈસ્લામની રૂહ છે અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બતની નિશાની આપની તાબેદારી છે. (આલિ ઈમરાન–૩૧)

## અલ્લાહની રઝા શું છે ?

ઈમામ ગિઝાલી (રહ.)એ અબુલ ફત્હ દમિશ્કીના જવાબમાં લખ્યું છે કે, ‘‘રઝા આ છે કે તમે દિલથી અલ્લાહ પાકના દરેક કાર્યને પસંદ કરો અને તેનાથી રાજી રહો અને જાહેરમાં તેના હુકમોની પાબંદી કરો.’’



માનવીમાં રઝા બિલ કઝા–અલ્લાહના ફેંસલા પર રાજી રહેવાની લાગણી કેટલી છે ? તેનો અંદાજ ત્યારે થાય છે, જ્યારે માનવી આફતોમાં સપડાય છે, પરેશાનીઓ, ભૂખ અને બીમારી તેને ઘેરી લે છે અને તે ત્યારે સબ્ર કરે છે, શુક્ર કરે છે અને પોતાના માલિકના ફેંસલા પર રાજી રહે છે, ત્યારે જો માનવી ગભરાઈ જાય છે, પરેશાન થઈ જાય છે, શિકવા–શિકાયત ઝબાન પર લાવે છે તો તે રઝાના ગુણથી મહરૂમ–અભાગ્ય છે. મવ. જવહરે કહયું છે :

શેર :

**'હર હાલમેં રાઝી બ–રઝા હો તો મઝા દેખ,**
**દુન્યા હી મેં બેઠે હૂએ જન્નતકી ફિઝા દેખ.'**

અમુક લોકો કહે છે કે જો અમે શરીઅતની વિરુદ્ધ ચાલીએ છીએ તો એ અલ્લાહનો ફેંસલો છે. જે ફેંસલો અલ્લાહે અમારા માટે કરી દીધો છે તે પૂરો થઈને રહેશે. આ ખ્યાલ ખોટા રસ્તે દોરનાર છે. આ વિચારનો માનવી જાણે, આ જાહેરાત કરે છે કે, ખુદા પાકે દુનિયામાં લોકોના માર્ગદર્શનના માટે અને મખ્લૂકને પોતાની રઝા બતાવવા માટે અમ્બિયાએ કિરામ (અલૈ.) અને આકાશી કિતાબોને મોકલવાનો જે સિલસિલો ચાલુ રાખ્યો તે બેફાયદા હતો, હેતુવિહીન હતો.



હઝરત શાહ અબ્દુલકાદિર (રહ.)એ પોતાના તફસીરી ફાયદામાં તકદીરના પ્રશ્ન પર જે કાંઈ લખ્યું છે તે એક મો'મિનના સંતોષ માટે કાફી છે. લખે છે : અને જે કોઈ કહે, ગુનાહમાં અમારો અધિકાર શો ? તો વાત આ નથી. પોતાના દિલથી પૂછી લે. જ્યારે ગુનાહ પર દોડે છે, તો પોતાના ઈરાદાથી દોડે છે અને જો કોઈ કહે, ઈરાદો પણ તેણે જ દીધો તો ઈરાદો બન્ને તરફ લાગી શકે છે અને જો કોઈ કહે, તેણે જ એક બાજુ લગાડયો, તો આ વાત બંદાની જાણથી બહાર છે. બંદાથી મામલો છે તેની સમજ પર. બંદો પણ પકડશે તેને જ, જે તેનાથી બુરાઈ કરશે. એમ ન કહેશે કે એનો શો વાંક ? અલ્લાહે કરાવ્યું. (અલ કહ્ફ–૪૯) એથી આગળ આ પ્રશ્નની ઊંડાઈમાં જવાથી શરીઅતે રોકયા છે. આ પ્રશ્ન અલ્લાહના ભેદોમાંથી છે, જેના પર ઈમાન બિલ ગૈબ લાવવું જ બંદગીની અસલી શાન છે.





## પ્રકરણ—૧૮

### તૌબા અને દુઆનું બયાન :

તૌબા તરીકત અને સૂફીવાદનું પ્રથમ પગથિયું અને તેનો પાયો છે. અલ્લાહ તઆલાએ તૌબા કરનારાઓને દોસ્ત બનાવવાનું જાહેર કર્યું છે : **''ઈન્નલ્લા–હ યુહિબુત્તવ્વાબી–ન વ યુહિબ્બુલ મુ–ત–તહ્હિરીન.''** (અલ બકરહ : ૨૨૨) નિઃશંક, અલ્લાહ તઆલા તૌબા કરનારાઓ અને પાક—સાફ રહેનારાઓને પસંદ કરે છે. તૌબાના ત્રણ રુકન—સ્તંભ છે : (૧) ગુનાહને છોડવો, (૨) પસ્તાવો અને (૩) ભવિષ્યમાં ગુનાહ ન કરવાનો ઈરાદો.

એમના વિના તૌબા નથી થતી. ફક્ત ઝબાનથી તૌબા—તૌબા કરવું અથવા કામચલાઉ રીતે બોધ અને શિખામણથી અસર લઈને બે—ચાર આંસૂ પાડી લેવા, તૌબાના માટે બસ નથી, જયાં સુધી દિલની સાચી શરમિંદગી અને સાચો ઈરાદો મવજૂદ ન હોય.

**સાચી તૌબા કરનારમાં ચાર નિશાનીઓ હોય છે :**

**(૧) નરમ દિલી (૨) રડવું–ધોવું (૩) શરીઅતની પાબંદી અને (૪) બુરાઓની સોહબતથી દૂરી.**

મુઅમિને હંમેશા તૌબા કરવી જોઈએ, કારણ કે ગુનાહની અગણિત સૂરતો છે. ઝાહિરી ગુનાહ, જેમાં મોટા ગુનાહ અને નાના ગુનાહ. બાતિની ગુનાહ ઈર્ષ્યા, અભિમાન અને નિંદા વગેરે. આ બાતિની ગુનાહ તો એવા છે કે, શરીઅતની ઝાહિરી પાબંદી કરનારને પોતાની લપેટમાં લઈ લે છે, કારણ કે એક બાજુ મનેચ્છાના તકાદા, બીજી બાજુ બહારનો દુશ્મન ઈબ્લીસ, જે હર ઘડી માનવ–પ્રકૃતિની કમજોરીઓના તારોને છેડયા કરે છે અને તેની નફસાની–મનની લાગણીઓને ઉભારતો રહે છે.

આ જ કારણ છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સંપૂર્ણ બચાવ, બેગુનાહી અને ઝાહિરી તથા બાતિનની સંપૂર્ણ પાકીઝગી છતાં દરરોજ ૭૦ વારથી વધુ ઈસ્તિગફાર ફરમાવ્યા કરતા હતા. હદીસ શરીફમાં છે કે, તૌબા અને ઈસ્તિગફાર કરવું દરેક પરેશાનીથી બચાવે છે, દરેક તંગીથી કુશાદગી–વિશાળતા

તરફ પહોંચાડે છે અને તે માનવીને ત્યાંથી રોજી મળે છે, જ્યાંથી તે ગુમાન પણ નથી કરી શકતો. સહાબએ કિરામ (રદિ.) એક એક મજલિસમાં સો–સો વાર હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક ઝબાનથી આ દુઆ સાંભળતા હતા : **''રબ્બિગ્ ફિરલી વ તુબ અલય્ય ઈન્ન–ક અન્તત્તવ્વાબુર્રહીમ.''**–ઈલાહી ! મારી બખ્શિશ ફરમાવી દે અને મારા પર ધ્યાન ફરમાવ. નિઃશંક, તું તૌબા કબૂલ કરનાર અને બેહદ મહેરબાન છે.

## ખૌફ અને રઝા-ડર અને ઉમ્મીદ :

ઉલમાએ કિરામે લખ્યું છે કે, ઈમાન ડર અને ઉમ્મીદની વચ્ચે છે. અલ્લાહના ગુસ્સાથી ડરવું અને તેની રહમતના ઉમ્મીદવાર રહેવું ખૌફ અને રઝા છે અને આ બન્ને કેફિયતો ઈમાનના માટે અનિવાર્ય છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જો મુઅમિન બંદાના ડર અને ઉમ્મીદનું વજન કરવામાં આવે તો તે બરાબર નીકળે. સામાન્ય ઈમાનવાળાઓની આ જ વાત છે. ઉલમાએ કિરામે લખ્યું છે કે, તે લોકો, જે ખરાબ અને સારા બન્ને કામ કરે છે, એટલે કે સામાન્ય મુસ્લિમો– તેમના માટે યોગ્ય એ છે કે, તે ખુદાનો ડર વધારે રાખે, જેથી તે ડરના કારણે ગુનાહોથી દૂર રહે. હા, જ્યારે મોતનો સમય નજીક હોય ત્યારે ઉમ્મીદની લાગણી વધારે થઈ



જવી જોઈએ, કારણ કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : મોતના સમયે મુઅમિનના દિલમાં અલ્લાહ તઆલાથી સારો ખ્યાલ અને સારી ઉમ્મીદ હોવી જોઈએ.

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : **''અ-ન ઈન્દ ઝન્નિ અબ્દી બી.''** ''હું પોતાના બંદાના ગુમાનની સાથે છું, તે મારાથી જેવો ગુમાન રાખશે તે જ પ્રમાણે હું તેનાથી વર્તાવ કરીશ.'' ખુદા પાકથી રહમત અને તેના કરમના મામલામાં ઘણી સાવચેતીની જરૂરત છે. અમુકવાર વઅઝ અને નસીહત કરવાવાળા આમ ઉમ્મીદ અને રહમતના પાસાને એટલા ભારપૂર્વક રજૂ કરે છે કે, સાંભળનારાઓમાં નિડરતા પેદા થઈ જાય છે. જ્યારે કે જે રીતે રહમતથી નાઉમ્મીદી અને માયૂસી કબીરા-મોટા ગુનાહ છે, એ જ પ્રમાણે સજાથી નિડરતા અને તેની તદબીરથી નિડર થવું એ પણ કબીરા ગુનાહ છે. (અલ અઅ્રાફ : ૯૯) નિઃશંક, ખુદાપાકના રહમો-કરમ અને તેની બુર્દબારી- સહનશીલતા અને દરગુઝરનો કોઈ છેડો નથી, પરંતુ એની જ સાથે તેના ગુસ્સા અને ગઝબનો મામલો પણ અતિ સંગીન છે. (ઈબ્રાહીમ-૭)

નાચીઝ વિવરણકાર કહે છે કે, સામાન્ય વાઈઝોએ આ વિશે ઉમ્મતને ફઝાઈલ સંભળાવી-સંભળાવીને



ખૂશખ્યાલીમાં ફસાવી દીધા છે અને આખિરતનો ડર તથા ખૌફે ખુદા–જે શરીઅતના અનુસરણનું એક મોટું કારણ છે–તેને દૂર કરી દીધો છે.

તફસીરની સનદી કિતાબોમાં લખ્યું છે કે, ઈમામ હસન બસરી (રહ.)એ પોતાના વર્તુળમાં આ હદીસ બયાન ફરમાવી–હદીસે કુદ્સીમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : ''હું પોતાના બંદાના ખ્યાલની સાથે છું, જ્યારે તે મને પુકારે છે, હું તેની સાથે હોઉં છું.'' આ રિવાયત નકલ કરીને હસન બસરી (રહ.) ચૂપ થઈ ગયા અને તેમના મોઢા પર બેચેનીના ચિહ્નો દેખાયા. પછી ફરમાવ્યું : ''ખબરદાર ! લોકોના કાર્યો તેમના ખ્યાલ પ્રમાણે હોય છે. મુઅમિન સારા ખ્યાલ રાખે છે અને સારા અમલો કરે છે. કાફિર અને મુનાફિક ખરાબ ખ્યાલ રાખે છે અને ખરાબ અમલો કરે છે. ઈમામ બસરી (રહ.)ના દિમાગમાં આ હદીસે કુદ્સીથી એ ચિંતા પેદા થઈ કે લોકો આ હદીસના કારણથી નેક અમલીનું જીવન અપનાવવાથી બેનિયાઝ થઈ જશે અને આખિરતની મુક્તિ માટે ફક્ત કરમની ઉમ્મીદને કાફી સમજવા લાગશે. એટલા માટે ઈમામ બસરી (રહ.)એ હદીસનો ખુલાસો કરતાં ફરમાવ્યું કે, સારા ગુમાનની સાથે મુઅમિન સારા અમલ પણ કરે છે અને અલ્લાહ પાકની સાથે સારો ગુમાન, અલ્લાહ


તઆલાના હુકમોથી બેપરવા નથી કરતો. જો કોઈ માનવીમાં અલ્લાહ પાકના હુકમો તરફથી બેપરવાઈ જોવામાં આવે તો તેને ''આખિરતના હિસાબ'થી નિડરતા કહેવામાં આવશે. એ 'કરમની ઉમ્મીદ' નથી.

(અઅ્રાફ–૯૯)

લેખક અલ્લામા (રહ.)એ આ વિષયમાં ઘણાં ઈન્સાફથી કલમ ઉઠાવી છે. તૌબાની ચર્ચાને સમેટતાં લેખકે ઈમામ બસરી (રહ.)નું આ કથન ટાંકયું છે કે, માફીની ઉમ્મીદે ઘણા લોકોને ધોકો દીધો છે. એટલે સુધી કે, તે ખુશખ્યાલ લોકો દુનિયાથી ખાલી હાથ (અમલથી) ગયા છે. હકીકત આ છે કે, મુઅમિન નેક અમલ અને આખિરતના ડર બન્નેને સાથે રાખે છે અને મુનાફિક બુરાઈ અને નિડરતાને ભેગી કરી લે છે. મુઅમિન કહે છે કે, અલ્લાહપાકનો જઝા અને સજાનો કાયદો બરહક છે, તેનાથી હર ઘડી ડરવું જોઈએ. મુનાફિક કહે છે કે, અલ્લાહપાક ઘણો નુકતે નવાઝ છે. તે પોતાના કરમથી મને હર હાલમાં બખ્શી દેશે, તેને બંદાની નેકીઓને શું કરવી છે ? હઝરાતે અમ્બિયા અને અવલિયાએ કિરામ કરમની ઉમ્મીદ હોવા છતાં ખુદાપાકના જલાલ અને મોટાઈથી હર ઘડી કાંપતા અને ડરતા રહેતા હતા. જે મુક્તિનો રાહ–રસ્તો છે. (અલ્ ઈસ્રાઅ–૫૭)



**દુઆની ફઝીલત** : દુઆ ઈબાદત અને ઉબૂદિયત–બંદગીની રૂહ–પ્રાણ છે અને મુઅમિનનું હથિયાર છે. અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો છે કે, મારાથી માંગો અને તલબ કરો, હું તમને આપીશ અને તમારી અરજને સ્વીકારીશ. વળી ફરમાવ્યું : જે લોકો મોટાઈ–ગર્વમાં દુઆ અને સવાલ કરવામાં શરમ સમજે છે, હું તેમને બેઆબરૂ કરીને દોઝખમાં નાખીશ.

(અલ બકરહ–૧૮૬, અલ ગાફિર–૬૦)

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને જયારે નમરૂદની આગમાં નાખવામાં આવનાર હતા ત્યારે મુક્તિની દુઆ કરવાથી દૂર રહયા તો તેનું ખાસ કારણ હતું, નહીં તો કુરઆને કરીમમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની ઘણી દુઆઓ નકલ થઈ છે.

નાચીઝ વિવરણકાર કહે છે કે, હકીકતવાળાઓએ મુહબ્બતના બે સ્થાન વર્ણવ્યા છે. એક નિયાઝનું સ્થાન અને બીજું નાઝનું સ્થાન. આરિફ પર જયારે મહબૂબિયત ગાલિબ હોય છે તો તે નાઝના સ્થાને હોય છે અને એ હાલત તેને આશિકની સામે હાથ ફેલાવવાથી રોકે છે અને તેને વિશ્વાસ હોય છે કે મારો આશિક માંગ્યા વિના મારી મુરાદ પૂરી કરશે અને જયારે આરિફ પર ઈશ્કનો ગલબો હોય છે તો તે સંપૂર્ણ સવાલ અને તલબ બની જાય છે.


આગમાં નાખતી વખતે ફરિશ્તાઓએ આવીને હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)થી પૂછયું : શું તમે અમારી મદદ ચાહો છો ?

ફરમાવ્યું : ‘‘હસ્બી સુવાલી ઈલ્મુહુ બિહાલી.'' મારા આકાને મારા સંપૂર્ણ હાલની જાણ છે. બસ, એ જ વાત કાફી છે, મને કોઈ બીજાની મદદની જરૂર નથી. ફરિશ્તાઓએ જઈને હક તઆલાથી અરજ કરી કે, આપના દોસ્તે આ જવાબ દીધો છે. હક તઆલાએ સીધો જ આગને હુકમ દીધો : ''હે આગ ! ઈબ્રાહીમ (અલૈ.)ના હકમાં ઠંડી અને સલામતીવાળી થઈ જા.'' (અમ્બિયા–૬૧) એનાથી હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ની અઝમત–મહાનતા વધી ગઈ. મવલાએ હકે બંદાની મદદ માટે પોતે હાથ લંબાવ્યો અને વચ્ચે કોઈ બીજાનું એહસાન ન થવા દીધું.

આપણા આકા અને સરદાર હઝરત મહબૂબે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર આ હાલત ‘સૌર' નામી ગુફામાં પેશ આવી. જ્યારે કુરૈશના લીડરોએ ગુફાનો ઘેરાવ કર્યો અને સિદીકે અકબર (રદિ.)ની નજર ઉપર ગઈ તો આપ ગભરાઈ ગયા. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના ગુફાના સાથીના ઝાનુ (જાંઘ) પર માથું મૂકીને આરામ ફરમાવી રહયા હતા. અબૂબક્ર (રદિ.)ના ગભરાટથી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ


અલયહિ વ સલ્લમની આંખ ખુલી ગઈ. આપે પૂછયું : શી વાત છે ? સિદ્દીક (રદિ.) બોલ્યા : હુઝૂર ! ઉપર દુશ્મનો આવી ગયા. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઘણાં સંતોષથી ફરમાવ્યું :

**"લા તહ્ઝન્ ઈન્નલ્લા–હ મ–અ–ના."**–અબૂબક્ર ! પરેશાન ન થાઓ, અલ્લાહ અમારી સાથે છે. (અત્તવબહ–૪) રિવાયતોમાં આવે છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ પણ ફરમાવ્યું : **''મા ઝન્નુ–ક બિઈસ્નયિ્ન અલ્લાહુ સાલિસુહુમા.''** અબૂબક્ર ! તે બે વિશે તમારો શું ખ્યાલ છે, જેમાં ત્રીજો અલ્લાહ તઆલા છે ? આ મોકા પર હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કોઈ દુઆ નકલ નથી.

નાઝનું સ્થાન ઈશ્ક અને મુહબ્બતના રસ્તામાં તે સ્થાન છે જ્યાં હકનો મહબૂબ જો દુઆ અને તલબના માટે હાથ ઉઠાવે પણ છે તો તે હાલતની દુઆ પણ અજીબ હોય છે. બદ્રની લડાઈના પ્રસંગે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક ઝબાન પર જે દુઆ આવી હતી, તે આ હતી : **''અલ્લાહુમ્મ ઈન્તુહલિક હાઝિહિલ્ ઈસાબહ લન તુઅ્બદ અબદન.''** ઈલાહી ! જો તેં આ મુઠ્ઠીભર મુસ્લિમોને હલાક કરી નાખ્યા તો ફરી કદી તારી બંદગી નહીં કરવામાં આવે. આ તે ૩૧૩ મુસલમાનો વિશે


ફરમાવ્યું, જે બદ્રના મેદાનમાં એક હજાર હથિયારબદ્ધ લોહી તરસ્યા દુશ્મનોના હુમલાને રોકવા માટે ઊભા હતા.

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જેવા હકના મહબૂબ જ હતા જે ખુદાએ કાદિર અને કદીર અને ગની તથા સમદની બારગાહમાં આ શબ્દો કહી શકતા હતા, નહીં તો સામાન્ય સંજોગોમાં આ શબ્દો અલ્લાહના અદબની વિરુદ્ધ હતા. ખુદાવંદે આલમ પોતાની ઈબાદતમાં કોઈનો મોહતાજ નથી. તે પોતે ફરમાવે છે : **''ઈન્તકફુરુ અન્તુમ વ મન ફિલ અર્દિ જમીઅન ફ ઈન્નલ્લા–હ લ–ગનિય્યુન હમીદ.''** (ઈબ્રાહીમ–૮) હે યહૂદ ! જો તમે અને જમીનના સર્વ લોકો મારો ઈનકાર કરી દો તો નિઃશંક, ખુદાપાક બેનિયાઝ અને વખાણ કરવામાં આવેલ છે. તમારા ઈન્કારથી તે ખુદાની મઅબૂદિયત તથા મોટાઈમાં રજમાત્ર ફેર નથી પડી શકતો.

સાચા અવલિયામાં પણ બન્ને ખ્યાલના લોકો થયા છે. એક વર્ગની પસંદ આ રહી છે કે, દુઆ કરવી રઝા બિલ કઝાની વિરુદ્ધ છે. હર હાલમાં બંદાએ મવલાએ હકની મરજીના તાબે રહેવું જોઈએ. પોતે તેનાથી કોઈ સવાલ ન કરવો જોઈએ. બીજા વર્ગનો ખ્યાલ આ રહયો છે કે, બંદગીની શાન આ છે કે, પોતાના માલિકની સામે હર


હાલમાં સવાલી બની રહે. તેણે હુકમ પણ આપ્યો છે કે, મારાથી માંગતા રહો, તમો મારી ચોખટના ભિખારી છો. હું બેનિયાઝ છું, તમે મોહતાજ છો. રહયો રઝા બિલ કઝા—અલ્લાહના ફેંસલા પર રાજી રહેવાનો મામલો, તો તેના પર કાયમ રહેવાની સૂરત આ છે કે, તલબ કર્યા પછી માલિક પર છોડી દે. મળી જાય તો શુક્ર અદા કરે, ન મળે તો સબ્ર કરે.

## આકાશી શિખામણોના થોડાક જવાહિરાત :

કુદ્સી હદીસો તે હદીસો છે જે ખુદાપાકના તરફથી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં દિલ મુબારક પર ઉતારવામાં આવી છે. એ હદીસોમાં શબ્દો હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના છે. ભાવાર્થ અને અર્થો ખુદાપાકના તરફથી છે. (કુરઆને કરીમમાં શબ્દો અને અર્થો બન્ને ઈલાહી વહી છે. એટલા જ માટે કુર્આને કરીમ 'કલામે ઈલાહી' છે.) કુદ્સી હદીસો મારફતે ખુદાપાકે સીધા પોતાના બંદાઓને સંબોધન કર્યું છે.

(૧) હે મારા બંદાઓ ! મેં પોતાની ઉપર ઝુલ્મ હરામ કરી લીધો છે અને તમારા માટે પણ ઝુલ્મ હરામ કર્યો છે. તો તમે આપસમાં એકબીજા પર ઝુલ્મ ન કર્યા કરો.



(૨) હે મારા બંદાઓ ! તમારામાંથી દરેક હિદાયતનો મોહતાજ છે, તો તમે મારાથી હિદાયત માંગ્યા કરો. તમે બધાં રોઝીના મોહતાજ છો, તો મારાથી રોઝી માંગ્યા કરો. તમે બધા કપડાના મોહતાજ છો, તો મારાથી પોશાક માંગ્યા કરો. તમે બધા કસૂરવાર છો તો મારાથી બખ્શિશ માંગ્યા કરો, હું તમારો સવાલ પૂરો કરીશ.

(૩) હે મારા બંદાઓ ! જો તમે બધા મળીને ઉચ્ચ દરજજાનાં પરહેઝગાર બની જાઓ તો તેનાથી મારી મોટાઈમાં કોઈ ફરક ન પડશે અને જો તમે બધા મળીને બદકાર અને બદચલન થઈ જશો તો તેનાથી પણ મારી ખુદાઈ પર કોઈ અસર ન પડશે અને જો હું તમારા બધાની મુરાદો પૂરી કરી દઉં તો તેનાથી મારા ખઝાનામાં કોઈ કમી ન આવશે.

(૪) હે મારા બંદાઓ ! જે કાંઈ તકલીફ અને રાહત તમને પહોંચે છે તે બધું તમારા જ ખરાબ અને સારા અમલો હોય છે, જે જઝા અથવા સઝાના રૂપમાં પાછા ફરે છે. તો જો તમને કોઈ ભલાઈ પહોંચે તો તમે મારો શુક્ર અદા કરો અને જો બુરાઈ પહોંચે તો પોતાના નફસને મલામત કરો.

(૫) હે ઈબ્ને આદમ ! મારી તરફ ઉઠ તો હું તારા



તરફ ચાલીશ અને જો તું મારી તરફ ચાલીશ તો હું તારા તરફ દોડીશ.

(૬) હે ઈબ્ને આદમ ! દિવસના પ્રથમ ભાગમાં એક ઘડી અને દિવસના છેલ્લા ભાગમાં એક ઘડી જો તું મારી યાદ કરે તો હું આખો દિવસ તારી કિફાયત કરીશ, તારા બધા કામ બનાવીશ.

(૭) હે ઈબ્ને આદમ ! દિવસના પ્રથમ ભાગમાં ચાર રકા'ત પઢવામાં કોતાહી ન કર. હું આખો દિવસ તારા કામ બનાવીશ.

**વ આખિરુ દઅ્વના અનિલ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિહિલ કરીમ વ અલા આલિહી વ અસ્હાબિહી અજમઈન, આમીન !**

**સમાપ્ત**